પણ્ડિત શ્રી રઘુનાથપ્રસાદ પ્રણીત.



# નાડીજ્ઞાન

નું

ગુજરાતી ભાષાન્તર

કરનાર,

શ્રી કૃષ્ણલાલ ગોવિંદરામ દે

બાલકેલવણી રીતિ, શ્રીસુબોધચંદ્રિકા, (

---

નવી આવૃત્તિ.

---

અમદાવાદ:

યૂનિયન્ પ્રીન્ટિંગ પ્રે

સન. ૧૮૮૮

"પથ્ય પાળતા રોગિને, શું ઔષધથી કામ?
"પથ્ય ન પાળે રોગિ તો, કરે શું ઔષધ કામ?"

પણ્ડિત શ્રી રઘુનાથપ્રસાદ પ્રણીત.

# નાડીજ્ઞાન

નું

ગુજરાતી ભાષાન્તર

કરનાર,

શ્રી કૃષ્ણલાલ ગોવિંદરામ દેવાશ્રયી.

બાલકેલવણી રીતિ, શ્રીસુબોધચંદ્રિકા, વિગેરે રચનાર.

નવી આવૃત્તિ.

અમદાવાદ:

યૂનિયન્ પ્રીન્ટિંગ્ પ્રેસ્.

## રા० રા० છોટાલાલ સેવકરામજી.

### શ્રીમન્ કચ્છ નરેશના મંત્રિ.

કચ્છ-ભુજ.

### શાર્દૂલવિક્રીડિત.

સા[illegible]હાન વિવેકિ સદ્દગુણિ કવી સૂશીલ મર્મજ્ઞ છો,
ન્યાયાચાર વિચાર નિર્મલ નિધી સત્પાત્ર ગુણજ્ઞ છો;
શાન્તી દાંતિ સુક્ષાંતિ કાન્તિયુત છો, સ્નેહાળુ ગંભીર છો,
પ્રીતિપાત્ર પવિત્ર ટેકિ મનના ને દેશ હીતેચ્છુ છો. ૧

વિદ્વાનોથકિ જ્ઞાનવાદ કરિને આનંદ નીમગ્ન છો,
કોડીલા કવિયોતણા કવનને વંચાવિ હર્ખાવ છો;
રાખી પ્રીતિ વિશેષ એશ રસના ગ્રંથો રચાવો, રચો,
રાખીને મમતા મતા બહુ દઈ હીતસ્વિ થૈને મચો. ૨

એ આદી ગુણ પૂર્ણ વર્ણ પરખી શાણા સુમંત્રી રૂપે,
આપીછે પદવી, મહા ગુણનિધી શ્રી કચ્છકેરા નૃપે;
મ્હારૂ મન મહાન ગૂણ સુણતાં મોહીત મૂને કરે,
તેથી અર્પુછું **નાડિજ્ઞાન** વિનયે પ્રેમે તમારે કરે. ૩

**આજ્ઞાંકિત,**

**કૃ० ગો० દેવાશ્રયી.**

# આ આવૃત્તિ વિષે.

પ્રથમ સન ૧૮૮૬ માં આયુર્વેદસુધાકર નામક માસિક ગ્રંથ મારી દેખરેખ નીચે નિકળતો હતો, તેના આઠમા અંકમાં આ ગ્રંથ આવેલ છે. પણ તે ઘણો ઉપયોગી જાણી જુદા પુસ્તકરૂપે પ્રકટ કર્યો છે.

આ ભિન્ન સંસ્કારમાં કેટલોક સુધારો વધારો કર્યો છે. આ પુસ્તક ઉપયોગી જાણી જથાબંધ પ્રતો, ગાંઠના પૈસા ખરચી જાહેરાત છપાવી વિદ્વાન્ મનુષ્યોને વિનામૂલ્ય આપવા જણાવ્યાં પ્રમાણે અપાયું છે.

વૈદ્યક વિદ્યાના રહસ્યને ન જાણનાર મનુષ્યોને નમ્રપ્રાર્થના અને સૂચના કરૂંછું કે આ ઉપર કોઈ રીતે અભિપ્રાય આપવા પ્હેલાં આ વિષયના સંસ્કારી જ્ઞાતાના જ્ઞાનને આ પુસ્તક પાત્ર ગણી જતું કરશો.

આ ગ્રંથમાંના ઘણાક વિષયો, જરા વ્હેમમાં ગુંથાએલા, આધુનિક વિદ્વાનોમાંના ઘણાએક અસંસ્કારીઓને માલમ પડશે પણ કોઈ પણ રીતે દીર્ઘ વિચાર કર્યા વિના તે ઉપર કંઈ પણ દૃઢ વિચાર બાંધવા પ્હેલાં વૃદ્ધત્રયીને અવલોકન કરવા સૂચવું છું.

| | |
|---|---|
| એપ્રિલ સન ૧૮૮૮ | શ્રી કૃ૦ ગો૦ દેવાશ્રયી. |
| અમદાવાદ | ભાષાંતર કર્તા. |

# પ્રસ્તાવના.



દરેક મનુષ્યને આરોગ્ય રહેવાને માટે ચોકસ નિયમો પાળવા પડેછે—અને જો તે નિયમો પાળવામાં આવે તો આયુષ્ય લાંબું થાય છે એમ પાશ્ચાત્ય મનુષ્યો—વિદ્વાન્ ડાક્ટરોના મત છે—અને તે અલબત, ખરૂં જ છે—ને એમાં કંઈ પણ સંદેહ નથી. હાલના ઘણા મનુષ્યો પોતાનું આયુષ્ય ઈશ્વરાધીન છે એમ માનેછે—પણ પાશ્ચાત્ય વિદ્વાનો તેમ જ આર્યાવર્ત્ત-વાસી આયુર્વેદના સંપૂર્ણ અભ્યાસીઓ માનતા નથી. તે ઘણે દરજ્જે તદન ખરૂંછે.

તંદુરસ્તી એ એક આયુષ્ય લાંબૂ કરવાનો મુખ્ય ઉપાય છે, જો તંદુરસ્તી અર્થાત્ શારીર પ્રકૃતિ બગડી તો, અને તેનો યથાઘટિત ઉપાય ન કર્યો તો, આ જીંદગીનો અંત ઘણા ટૂંકા વખતમાં આવેછે. જે મનુષ્યને વધારે જીવવું છે તેને તો અવસ્યમેવ શારીરારોગ્યતાના નિયમો ઘણી સંભાળથી જાળ-વવા પડેછે—એટલું જ નહીં પણ, સ્વચ્છ હવા-વાયૂ, સ્વચ્છ પૃથિવી અને સ્વચ્છ પાણી એ વિગેરે આરોગ્યતાથી સંબંધ ધરાવનારી બાબતો ઉપર પણ બહુ જ ધ્યાન આપવું પડેછે. રોગી મનુષ્યની પરીક્ષા કરવા માટે આઠ પ્રકાર છે તેમાં ના-

ડીથી પરીક્ષા કરવાની પણ એક રીતિ છે એવી રીતિયો કરતા નાડીથી પરીક્ષા કરવાની રીતિ આધુનિક વૈદ્ય વર્ગમાં ઘણે ઠે-કાણે જોવામાં આવેછે, પણ તે પરીક્ષા હાલના વૈદ્ય વર્ગથી વિધિવત્ થઈ શકતી હોય એવું જોવામાં આવતું નથી; તેવા-ઓને આ પુસ્તક ઘણું ઉપયોગી થઈ પડે એમ જાણી તેની રચના કરીછે. તેમ જ અભ્યાસિયોને પણ.

દરેક રોગની પરીક્ષા કરવાને માટે પ્રથમ નિદાનભાગ શિખવવાની ઘણી જરૂર છે. રોગીના રોગની પરીક્ષા કરવા માટે બિજાં પુસ્તકો છે પણ તેમાં ફક્ત રોગીને તેને શો રોગ થયો છે તે તેને પૂછીને જ જાણી શકાય છે પણ નાડી પરીક્ષા કરતાં રોગીને પૂછવાની કંઈ જરૂર પડતી નથી, આગળ આ-પણામાં એવી વાતો ચાલતી સાંભળી છે કે ચતુર વૈદ્ય ખાધેલું કહિ શકેછે—અને વળી બિજી એવી વાત સાંભળી છે કે:— કોઈ ચતુર વૈદ્ય કોઈ રજવાડામાં રાણીને કંઈ તેની પોતાની શરીરની પ્રકૃતિ બગડી હશે તેથી તેની પરીક્ષા કરવા બોલાવ્યો. જનાનામાં રહેનાર રાણીએ વૈદ્યને પોતાનો હાથ બતાવવા ના પાડી એટલે વૈદ્યે કહ્યું કે, કંઈ ફિકર નહીં એક દોરી રાણી સાહેબને ડાબે હાથે બાંધીને તેનો બિજો છેડો મારા હાથમાં આપો એટલે બસ છે. તે જ પ્રમાણે કરતાં રાણીએ વૈદ્યની પરીક્ષા માટે પાસે બેઠેલી બિલાડી સાથે તે દોરી બાંધીને તેનો

બિજો છેડો વૈદ્યના હાથમાં અપાવ્યો અને જેવો તે છેડો તેના હાથમાં આવ્યો કે તુરત જ કહિ દિધું કે આ દોરી રાણીસાહેબને હાથે બાંધી નથી પણ કોઈ પ્રાણીને પગે બાંધીછે; પછી તુરત જ તે રાણીએ તે વૈદ્યને બહુ માન આપ્યું અને ફરીથી પોતાને હાથે દોરી બાંધી તેને પરીક્ષા કરવાને કહ્યું તેમ કરતાં વૈદ્યે પરીક્ષા કરીને યોગ્ય ઉપાય કર્યો કે જેથી રાણીને ઘણી ટુંકી મુદતમાં સારૂં થયું અને આવો ચતુર વૈદ્ય છે એમ જાણી તેને પોતાના રાજ્યમાં રાજ્ય વૈદ્ય તરીકે મોટું સાલિયાણું આપીને રાખ્યો.

આવી વાતો જ્યારે મારા સાંભળવામાં પ્રથમ આવતી ત્યારે મને તો ઘણા આશ્ચર્ય જેવું લાગતું પણ જ્યારે પ્રસ્તુત ગ્રન્થ અને બિજા ગ્રન્થોનો પ્રસંગ પડયો ત્યારે મને તેના ખરાપણા માટે વિશ્વાસ આવ્યો. અનુભવ શિવાય કંઇ પણ તર્ક કરવો અ-થવા લખવું કે બોલવું તે તદ્દન ખોટું છે. જો આ ગ્રન્થને વિધિવત્ શિખવામાં આવે તો ઉપરની વાત પ્રમાણે નિઃશંક-પણે પોતાની ખાત્રી થઈ શકે તેમાં કોઈ પણ પ્રકારની ભુલ નથી. વળી એટલું તો યાદ રાખવું કે, ઉપરચોટિયા અભ્યા-સથી કદી પણ તેમ કરી શકાશે નહિ.

પ્રસ્તુત પત્રના પ્રથમ ચાર પૃષ્ટની છાપ જરા ખરાબ અને તે સાથે કેટલેક ઠેકાણે દૃષ્ટિદોષથી કેટલીક ભૂલો રહિ

ગઈ છે તેનું મુખ્ય કારણ એ જ કે કેટલાક કારણસર આ માસિક ગ્રન્થ નિકળવાના નિયમમાં ઉતાવળને લીધે તેમ થઈ ગયું છે. તેની પછીના પૃષ્ટ ભાગમાં ઘણું કરીને બહુ સંભાળ રાખેલી છે, મારા ધારવા પ્રમાણે તેમાં કોઈ સ્થલે ભૂલ હોય એમ મને લાગતું નથી તેથી અને બિજાં કેટલાક કારણોથી શુદ્ધિપત્ર આપ્યું નથી. માટે આ ગ્રન્થનો ઉપયોગ કરનારા મનુષ્ય વર્ગ પાસે માફી ચાહુંછું.

**અમદાવાદ**
તા. ૧–૯–૮૬. } **ફ૦ ગો૦ દેવાશ્રયી.**

# અનુક્રમણિકા.


વિષય. પૃષ્ટ

૧ મંગલાચરણ. ... ... ... ...૧
૨ રોગીના રોગની વિવિધ પ્રકારે થતી પરીક્ષા ...૧
૩ ભરદ્વાજ સંહિતામાંથી રોગની પરીક્ષાના પ્રકાર ...૨
૪ નેત્ર પરીક્ષા ... ... ... ...૩
૫ પિત્તકોપમાં નેત્રના લક્ષણ ... ... ...૩
૬ કફ ,, ,, ,, ... ... ...૩
૭ એક કરતાં વધારે દોષવાળી આંખની પરીક્ષા ...૪
૮ જીભની પરીક્ષા ... ... ... ...૪
૯ ભરદ્વાજ સંહિતાની મૂત્ર પરીક્ષાની રીતિ ...૫
૧૦ વાત, પિત્ત, કફ અને ત્રિદોષમાં મૂત્રની પરીક્ષા ...૫
૧૧ રસાજીર્ણ, રસાધિક્ય, જ્વરાધિક્ય, વાતજ્વર, પિત્ત-
જ્વર, કફજ્વર અને ત્રિદોષમાં મૂત્રની પરીક્ષા ...૬
૧૨ મૂત્રમાં તલના તેલનું ટીંપુ નાંખી પરીક્ષા કરવાની
બીજી રીતિ ... ... ... ...૭
૧૩ મૂત્ર પરીક્ષાથી શુભ અને અશુભ જાણવાની રીતિ ૮
૧૪ ,, ,, ,, ત્રીજી રીતિ...૯
૧૫ **મલ પરીક્ષા**—
વાત, પિત્ત, કફ, મિશ્રદોષ અને ત્રિદોષમાં મલ પરીક્ષા૧૦
૧૬ **રસ પરીક્ષા**—
વાત, પિત્ત, કફ, ત્રિદોષ, મંદાગ્નિ અને અજીર્ણમાં
રસ પરીક્ષા ... ... ... ...૧૧

૧૭ **નાસા પરીક્ષા—**
વાત, પિત્ત, કફ અને સન્નિપાતના રોગીની નાક જોઈને કરવાની પરીક્ષા ... ... ...૧૧
૧૮ નાડીની પરીક્ષા કરવાને યોગ્ય વૈદ્ય ... ...૧૨
૧૯ નાડી જોવાને યોગ્ય રોગી કયો? ... ...૧૨
૨૦ સ્ત્રી પુરૂષની નાડી પરીક્ષા કરવાની પદ્ધતિ ૧૩
૨૧ સાધ્યાસાધ્ય જાણવાની રીતિ. ... ...૧૩
૨૨ વાયૂ, પિત્ત, કફ અને દ્વિદોષમાં નાડીની ગતિ ...૧૪
૨૩ બીજા ઋષિયોયે કહેલી નાડીની ગતી જોવાની સુગમ રીતિ ... ... ... ...૧૫
૨૪ વળી બીજા ઋષિયે કહેલી સુગમ રીતિ. ...૧૬
૨૫ રોગ રહિત માણસની નાડીનાં લક્ષણ... ...૧૭
૨૬ જૂદા જૂદા રોગમાં નાડીની ગતિનાં લક્ષણ ...૧૮
૨૭ વાતજ્વર, પિત્તજ્વર, કફજ્વરમાં નાડીની ગતિનાં લક્ષણ ... ... ... ... ...૧૮
૨૮ વ્યાયામ, શ્રમણ, ચિંતા અને ધનના શોકમાં નાડીની ગતિ ... ... ... ...૧૯
૨૯ અજીર્ણ અને પકવાજીર્ણમાં નાડીની ગતિ ...૧૯
૩૦ વિશૂચિકા, પ્રમેહ, પ્રદર, રાજ્યક્ષ્મા, ક્ષતકાસ, અને ઉપદંશ આદિમાં નાડીનાં લક્ષણ ...૨૦
૩૧ પ્રકૃતિ જ્ઞાન ... ... ... ...૨૦
૩૨ વાયૂની પ્રકૃતિવાળાનાં લક્ષણ... ... ...૨૧
૩૩ કફ ,, ,, ,,... ... ...૨૨

૩૪ મિશ્રપ્રકૃતિ અને પહેલી પ્રકૃતિથી કંઈ હાનિ
થતી નથી ... ... ... ...૨૩
૩૫ સાધ્ય રોગીનાં લક્ષણ. .... ....૨૫
૩૬ સાધ્યાસાધ્ય વિચાર–
અસાધ્ય નાડીનાં લક્ષણ. .... ..., ....૨૬
૩૭ આહારથી નાડીની ગતીનાં લક્ષણ ... ...૩૦
૩૮ નાડીની ગતીનું કારણ ... ... ...૩૧
૩૯ નાડીજ્ઞાન પ્રાપ્ત થવાની રીતિ ... ...૩૨
૪૦ શ્રી શંકરને પાર્વતિ પૂછેછે ... ... ...૩૩
૪૧ પાર્વતિના પૂછવાથી યુગરૂપ કાલજ્ઞાન શિવજી કહેછે ૩૪
૪૨ સંવત્સરરૂપ કાલજ્ઞાન ... ... ...૩૫
૪૩ દેશજ્ઞાન ... ... ... ... ...૩૫
૪૪ દૂત પરીક્ષા—
શ્રેષ્ટ દૂતનાં લક્ષણ... ... ... ...૩૭
૪૫ કયે કયે વખતે આવેલો દૂત સારો અને નઠારો છે
તેના પ્રકાર ... ... ... ...૩૮
૪૬ દૂતે બોલેલા વાક્યના અક્ષરોને ગણીને સાધ્યાસાધ્ય
જોવાની રીતિ ... ... ... ...૩૯
૪૭ રોગી એક પ્રહર પણ ક્યારે ન જીવે ? ...૪૦
૪૮ કેવા દૂત સાથે જવું અને કેવા દૂત સાથે ન જવું ? ૪૦
૪૯ કેવા સમયમાં દૂતે વૈદ્યને તેડવા ન જવું ? ...૪૩

૫૦ દૂતના બોલવાપરથી, તેના લૂગડાંપરથી તેમ જ બિજાં ચિન્હોપરથી રોગી જીવશે કે નહીં તે જાણવાની રીતિ ... ... ... ...૪૫
૫૧ શુકન પરીક્ષા—શુભ શુકન ... ... ...૪૬
૫૨ અશુભ શુકન પરીક્ષા ... ... ...૪૮
૫૩ **સ્વપ્ન પરીક્ષા—**
શુભ સ્વપ્ન પરીક્ષા... ... ... ...૫૦
૫૪ અશુભ સ્વપ્ન પરીક્ષા ... ... ...૫૧
૫૫ દુષ્ટ સ્વપ્ન પરિહાર વિધિ ... ... ...૫૫
૫૬ શબ્દ પરીક્ષા ... ... ... ...૫૬
૫૭ સ્પર્શ પરીક્ષા ... ... ... ...૫૭
૫૮ વર્ણ પરીક્ષા ... ... ... ...૫૭
૫૯ જુદી જુદી નાડીના સ્વામી જુદા છે ... ...૫૭
૬૦ સનત્કુમાર અને પારાસરે કહેલા નાડીની ગતીના પ્રકાર ... ... ... ... ...૫૮
૬૧ તેનાં કારણ ... ... ... ...૫૮
૬૨ પારાશરના વાક્યની મહત્તા ... ... ...૫૯
૬૩ સર્વ મુનિયો સત્યવાદી છે ... ... ...૬૦
૬૪ સત્યયુગમાં નાડીનાં લક્ષણ શિવજી કહેછે ...૬૦
૬૫ ત્રેતાયુગમાં નાડીનાં લક્ષણ ... ... ...૬૧
૬૬ દ્વાપરયુગમાં નાડીનાં લક્ષણ... ... ...૬૧
૬૭ કલિયુગમાં નાડીનાં લક્ષણ ... ... ...૬૨

## નીચેનાં પુસ્તકો અમારે ત્યાં મળેછે.

| નામ. | રૂ. આ. પા. |
|---|---|
| શ્રીશંકરદિગ્વિજય સ્લોક સાથે ભાષાંતર | ...૪—૬—૦ |
| શ્રીવૈદ્યજીવન સ્લોક સાથે પદ્યાત્મક ભાષાંતર | ૧—૨—૦ |
| શ્રીસુબોધચંદ્રિકા (કાવ્ય ગ્રંથ) ... | ...૦—૯—૦ |
| બાલકેળવણી રીતિ પ્રથમ દર્શન ... | ...૦-૧૩—૦ |
| નાડીજ્ઞાન ભાષાંતર શ્લોકસાથે ... | ...૦—૯—૦ |
| કવિરવિ (કાવ્ય ગ્રંથ) ... ... | ...૦—૨—૬ |
| સભ્યાસભ્ય વિચાર નિર્ણય ... | ...૦—૩—૬ |

**સૂચનાઃ**—પ્રથમથી પૂરે પૂરા પૈસા મળ્યા શિવાય કોઈ પણ ગૃહસ્થે કે મિત્રે ઉધારે મંગાવવા તસ્દી લેવી નહીં, કારણ કે અમે કોઈને ઉધારે મોકલતા નથી પણ વેલ્યુ-પેબલથી મોકલિયે છિયે.

**સરનામુઃ—શ્રીકૃષ્ણલાલ ગોવિંદરામ દેવાશ્રયી.**

**અમદાવાદ.**

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૩ | હાર | આહાર. |
| ૫ | ૧૦ | કહિયે. | ક્‌હિયે. |
| ૮ | ૩ | રહે | ર્‌હે. |
| ૮ | ૯ | કહિયે. | ક્‌હિયે. |
| ૧૨ | ૧૬ | थात | तथा |
| ૧૩ | ૧૦ | રહેછે | ર્‌હેછે. |
| ૧૫ | ૧૩ | રહિ રહિને | ર્‌હિ ર્‌હિને. |
| ૧૬ | ૨૧ | ॥ ૨૫ ॥ | (એ ન જોઇએ) |
| ૨૦ | ૭ | રાજ યક્ષ્મા | રાજયક્ષ્મા. |
| ૨૭ | ૮ | નહી | નહિ. |
| ૪૦ | ૪ | ખોટું— | શ્રેષ્ઠ છે. — |
| ૪૦ | ૫ | શ્રેષ્ઠ છે | ખોટું છે. |

# નાડીજ્ઞાન.

नत्वाश्रीमैथिलीकांतंरामंराजीवलोचनं ।
भवातंकहरंवक्ष्येरुक्परीक्षांसुविस्तराम् ॥

જનકરાજા વૈદ્યાચાર્ય છે તેમની કન્યાના પતિ કમલનયન સંસાર રોગ નાશક શ્રી રામને નમસ્કાર કરી વિસ્તાર પૂર્વક રોગોની પરીક્ષા કહુછું. ૧.

## રોગીના રોગોની વિવિધ પ્રકારે થતી પરીક્ષા.

दर्शनस्पर्शनप्रश्नैःपरीक्षेताऽथरोगिणं ।
रोगंनिदानप्राग्रूपलक्षणोपशयाप्तिभिः ॥२॥

હવે રોગી અને રોગની પરીક્ષા કહિયે છિયે—ત્યાં વાગ્ભટ્ટ કહે છે કે દર્શન, સ્પર્શ અને પ્રશ્ન કરીને રોગીની પરીક્ષા કરવી તેમજ નિદાન, પૂર્વ રૂપ, લક્ષણ, ઉપશય અને આપ્તિ જોઈને રોગની પરીક્ષા કરવી. દર્શન કરીને કાસ કુષ્ઠ પ્રમેહ સંગ્રહણી વિગેરે રોગોમાં કફ, વ્રણ, વીર્ય, મૂત્ર અને મલ વિગેરેના પીળા રાતા વિગેરે રંગો જોઇને તથા શરીરની કૃશતા વિગેરે જોઇને સાધ્યાસાધ્યની પરીક્ષા કરવી. સ્પર્શ કરીને જ્વર ગુલ્મ અંતર્વૃદ્ધિ નાભિભ્રંશ વિ-

ગેરે રોગોમાં હાથની નાડી, શરીરની શીતલતા, ઉષ્ણુતા વિગેરે તથા પેટ ટંટોળીને પરીક્ષા કરવી. પ્રશ્ન કરીને પેટ, મસ્તક વિગેરેનું શુળ અરૂચિ રોગોનું નિદાન સ્વપ્ન વિગેરે રોગીને પુછીને પરીક્ષા કરવી; એથી સાધ્યાસાધ્યની પરીક્ષા સારી થાય છે; તેમજ નિદાન જે રોગનું આદિ કારણ એટલે જે અહાર વિહાર કરવાથી રોગ ઉત્પન્ન થાય છે તે. પૂર્વ રૂપ એટલે રોગનું અપ્રસિદ્ધ કિંચિત ચિન્હ લક્ષણ એટલે જો પૂર્વ રૂપ અપ્રસિદ્ધ ચિન્હ હોય તો તેજ પ્રસિદ્ધ ચિન્હ યુક્ત થાય તે લક્ષણ ઉપશય એટલે આ આહાર વિહારથી સુખ થાય છે આથી નથી થતું વગેરે. આપ્તિ જે વાતાદિ દોષોની સંપ્રાપ્તિ એ પાંચ પ્રકારે કરીને રોગની પરીક્ષા કરવી. ૧.

**ભરદ્વાજ સંહિતામાંથી રોગની પરીક્ષાના પ્રકાર.**

**दर्शनस्पर्शनप्रश्नैःसंपरीक्षेतरोगिणं ।**
**रोगांश्चसाध्यान्निश्चित्यततोभैषज्यमाचरेत् ॥२॥**
**दर्शनान्नेत्राजिव्हादेःस्पर्शनान्नाडिकादितः ।**
**प्रश्नाद्दूतादिवचनैरोगाणांकारणादिभिः ॥३॥**

ભરદ્વાજ સંહિતામાં ભરદ્વાજ ઋષિએ પણ કહ્યું છે કે દર્શન, સ્પર્શ અને પ્રશ્ન કરી રોગી અને રોગની સારી રીતે પરીક્ષા કરવી, પછી સાધ્ય નિશ્ચય કરી ઔાષધ ઉપાય કરવા ॥ ૨ ॥ ત્યાં નેત્ર, જિવ્હા વિગેરે શબ્દથી તે મલમૂત્રાદિકોની જોઇને પરીક્ષા કરવી, એ દર્શન

પરીક્ષા છે. નાડી વિગેરે હાથ લગાડીને પરીક્ષા કરવી, એ સ્પર્શ પરીક્ષા છે. દૂતાદિકોના વાક્ય અને રોગના ઉત્પત્તિ કારક હાર વિહારાદિક પૂછીને પરીક્ષા કરવી એટલે આ રોગ થતી વખતે શું કર્યુંતું શું ખાધુંતું એમ પૂછીને પરીક્ષા કરવી એ પ્રશ્ન પરીક્ષા છે. ૩.

## નેત્ર પરીક્ષા.

**नेत्रंस्यात्पवनाद्रूक्षंधूम्रवर्णंतथारुणं।**
**कोणंगतंप्रविष्टंचतथास्तब्धविलोकनं ॥४॥**

વાતરોગથી નેત્ર રૂક્ષ, ધુમાડા જેવા રંગનું, તથા લાલ એક ખૂણામાં ગએલા જેવું, અંદર પેશીગયા જેવું અને એક ટસે જોઈ રહે એવા લક્ષણવાળું થાયછે. ૪.

## પિત્ત કોપમાં નેત્રના લક્ષણ.

**हरिद्राखंडवर्णंवारक्तंवाहरितंतथा।**
**दीपद्वेषीसदाहंचनेत्रंस्यात्पित्तकोपतः ॥५॥**

પિત્ત કોપથી નેત્ર હળદના કડકાના રંગ જેવાં અથવા લાલ કિંવા લીલાં થાય છે. દીવાને જોઇ શકતા નથી અને દાહ યુક્ત થાય છે. ૫.

## કફ કોપમાં નેત્રના લક્ષણ.

**चक्षुर्बलासबाहुल्यात्स्निग्धंस्यात्सलिलप्लुतं।**
**तथाधवलवर्णंचज्योतिर्हीनंबलान्वितं ॥६॥**

કફ કોપથી નેત્ર ચીકણું, પાણીથી ભરેલું, રંગમાં ધોળું, તેજહીન અને બલાત્કારે કરીને જુવે છે. ૬.

## એક કરતાં વધારે દોષવાળી આંખની પરીક્ષા.

नेत्रंद्विदोषबाहुल्यात्स्याद्दोषद्वयलक्षणं ।
त्रिदोषलिंगसंधेनतन्मारयतिरोगिणम् ॥
त्रिदोषदूषितंनेत्रमंतर्भुग्नंभृशंभवेत् ।
त्रिलिंगंसलिलप्लाविप्रांतेनोन्मीलयत्यपि ॥७॥

બે દોષોના કોપથી નેત્ર બે દોષના લક્ષણ યુક્ત હોયછે- ત્રણ દોષના કોપથી ત્રણે દોષોના લક્ષણ યુક્ત નેત્ર થાય છે. ત્રણ દોષ યુક્ત નેત્ર ઘણું અંદર પેશી ગયેલું, પાણીથી ડુબેલું- પાણીથી ભરાયલું, અને છેડા આગળથી લગાર ઉઘડી શકે છે. તે ત્રિદોષ દૂષિત નેત્રથી રોગી મરે છે. ૭.

## જીભની પરીક્ષા.

शालपत्रप्रभारूक्षास्फुटितारसनाऽनिलात् ।
रक्ताश्यावाभवेत्पित्तात्लिप्ताद्राधवलाकफात् ॥
परिदग्धाखरस्पर्शाकृष्णादोषत्रयाधिके ।
सैवदोषद्वयाधिक्येदोषद्वितयलक्षणा ॥८॥

વાત રોગથી જીભ સાગના પાંદડાં જેવી ખરખરીત રૂક્ષ અને ફાટેલી હોય છે. પિત્તરોગથી લાલ અને લાલ, પીળી, કાળી મિશ્રિત રંગની, કફથી લેપાયલી ભીની અને ધોળી હોય

છે. ત્રિદોષથી બળેલા જેવી, કરકરી અને ખરેખરી કાળી હોય છે. તે જ બે દોષના કોપથી બે દોષ લક્ષણ યુક્ત થાય છે. ૮.

## ભરદ્વાજ સંહિતાની મૂત્ર પરીક્ષાની રીતિ.

**पथ्यंभुक्तवतःसायमपीतांबोर्निशात्यये ।**
**अकृतस्त्रीप्रसंगस्याऽपीतमद्यस्यसूदिते ॥**
**मूत्रंकाचमयेपात्रेशुभ्रेधृत्वाचतत्क्षणं ।**
**पश्येद्वर्णंतुमूत्रस्यततोदोषान्विनिश्चयेत् ॥**
**दोषकोपंविदित्वाचसाध्येकर्मसमाचरेत् ।**
**चिरकालंस्थितेमूत्रेदोषज्ञानंभवेन्नहि ॥९॥**

હવે ભરદ્વાજ સંહિતાથી મૂત્ર પરીક્ષા કહિયે છિયે. તે એમકે જે મનુષ્યે સાંજે પથ્ય ભોજન કર્યું હોય, અને રાતના અંતમાં પાણી ન પીધું હોય, તેમજ સ્ત્રી પ્રસંગ ન કર્યો હોય, જો સ્ત્રી હોય તો પુરૂષ પ્રસંગ ન કર્યો હોય, અને મદિરાપાન ન કર્યું હોય, એવા મનુષ્યનું મૂત્ર સવારમાં જ શુદ્ધ ધોળા કાચના પાત્રમાં ધરી તુરત જ મૂત્રનો રંગ જોઈ વાતાદિ દોષોનો નિશ્ચય કરવો, એમ દોષ કોપ જાણી સાધ્ય હોય તે ઔષધ કરવું. ઘણીવાર સુધી મૂત્ર રાખવાથી રંગ ફરી જાય છે તેથી દોષના કોપનું જ્ઞાન થતું નથી. ૯.

## વાત, પિત્ત, કફ અને ત્રિદોષમાં મૂત્રની પરીક્ષા.

**रुक्षंनीलारुणंवातात्पित्तात्पीतारुणंभवेत्।**
**पीतंपित्तातिकोपेस्यादथवाकटुतैलवत् ॥**

सफेनंचघनंस्निग्धंशुक्लंस्यात्कफकोपतः ।
कृष्णंरूक्षंत्रिदोषेस्यान्मिश्रेमिश्रंविनिर्दिशेत् ।
रक्तवर्णंभवेद्रक्तादितिमाहुःपुरातनाः ॥१०॥

વાત રોગથી મૂત્ર રૂક્ષ અને નીલ મિશ્રિત લાલ હોય છે, પિત્તથી પીળાસયુક્ત લાલ થાય છે, પિત્તના અતિ કોપથી પીળું અથવા સરસિઆ તેલ જેવું હોય છે. કફના કોપથી ફેણયુક્ત ગાઢું ચીકણું અને ધોળું હોય છે; ત્રિદોષ રોગમાં કાળું અને રૂક્ષ હોય છે; બે દોષ મળવાથી બે મળેલા રંગનું હોય છે; લોહીના બિગાડથી લોહી જેવું રાતું હોય છે; એમ પ્રાચીન વૈદ્ય લોક કહિ ગયા છે. ૧૦.

## રસાજીર્ણ, રસાધિક્ય, જ્વરાધિક્ય, વાતજ્વર, પિત્તજ્વર, કફજ્વર અને ત્રિદોષમાં મૂત્રની પરીક્ષા.

सौवीरसदृशंवापिमातुलुंगरसप्रभं ।
पानीयेनसमंमूत्रमपक्वरसतोभवेत् ॥
यस्येक्षुरसशंकाशंमूत्रंनेत्रेचपिंजरे ।
रसाधिक्यंविजानीयान्निर्दिशेत्तस्यलंघनं ॥
रक्तमच्छंज्वराधिक्येमूत्रंधूम्रंतुवाभवेत् ।
वातज्वरसमुद्भूतंमूत्रंकुंकुमपिंजरं ॥
पैत्तिकेपीतमच्छंचघनंश्वेतंकफज्वरे ।
मिश्रितंमिश्रदोषोत्थेनानावर्णंत्रिदोषजे ॥११॥

અપક્વ રસ ( રસાજીર્ણ )થયા છતાં મૂત્ર કાંજી જેવું, બિજોરાના રસ જેવું, અને પાણી જેવું થાય છે. જેનું મૂત્ર સેરડીના રસ જેવું છતાં નેત્ર પીળાં હોય છે તેને **રસાધિક્ય** થયું છે એમ જાણી તેને એટલે તે રોગીને મટાડવાને લાંઘણો કરવા કહેવું અર્થાત્ લાંઘણો કરાવવી. **જ્વરાધિક્ય** થયો હોય તો મૂત્ર લાલ અને સ્વચ્છ અથવા ધૂમ્ર વર્ણનું પણ હોયછે. **વાતજ્વરથી** પીડાયેલા રોગીનું મૂત્ર કેસરના રંગ જેવું પીળું હોય છે. **પિત્તજ્વરના** રોગીનું મૂત્ર કંઈક રાતું ને કાંઈક પીળાશવાળું છે. **કફજ્વરથી** પીડિત રોગીનું મૂત્ર શ્વેત રંગનું અને જરા જાડું હોય છે, પણ જો મિશ્ર જ્વર હોય છે તો મિશ્ર વર્ણનું મૂત્ર હોય છે, ને વળી **ત્રીદોષ** થયો હોય તો તેમાં અનેક રંગનું મિશ્રણ હોય છે. ૧૧.

## મૂત્રમાં તલના તેલનું ટીંપું નાંખી પરીક્ષા કરવાની બીજી રીતિ.

**मुहूर्त्तद्वितयेशेवेरात्रौवैद्योविचक्षणः ।**
**उत्थाप्यरोगिणंयुक्त्यामूत्रोत्सर्गंतुकारयेत् ॥**
**आद्यांधारांतथाचांत्यांत्यक्त्वामध्यासमुद्भवं ।**
**मूत्रंकाचमयेपात्रेशुभ्रेधृत्वापरीक्षयेत् ॥**
**कांस्यजेप्यथवापात्रेसूर्यरश्मौनिधायच ।**
**तैलबिंदुंक्षिपेत्तत्रतृणेनादाययुक्तितः ॥**

विकारान्तैलबिंदोश्चदृष्ट्वारोगान्विनिश्चयेत् ।
तानहंसंप्रवक्ष्यामिशृणुत्वंसुसमाहिता ॥१२॥

ચાર ઘડી રાત્રી રહે તે વખતે રોગીને વૈદ્યે ઉઠાડી મૂત્રોત્સર્ગ કરાવવો. પ્રથમનું અને પાછળનું મૂત્ર ત્યાગ કરી મધ્યમાં થયેલા મૂત્રને એક સારા સાફ કાચના પાત્રમાં ઝીલી લઈ પરીક્ષા કરવી. અથવા કાંસાના પાત્રમાં મૂત્ર ઝીલીને સૂર્યના કિરણમાં રાખી તેમાં, તૈલમાં શળી બોળી એક ટીંપૂ નાંખી તે તૈલ બિન્દુનાં લક્ષણ જોઈ રોગીની પરીક્ષા કરવી. તે લક્ષણો હવે આગળ કહિયે છિયે. ૧૨.

**મૂત્ર પરીક્ષાથી શુભ અને અશુભ જાણવાની રીતિ.**

वर्तुलंमंडलंपद्मवीणाछत्रंचकुंडलं ।
चामरंचफलंशंखंमूत्रंतैलस्यरोगिणः ॥
विकृतौसातिजायंतेयदाकारेणतच्छुभं ।
वृश्चिकाहिवितानानिवृषकूर्महलानिच ॥
बिंदुरूपंनराकारंवानराकारमेवच ।
पक्षिशूकरपंचास्यशस्त्रास्त्रमुशलानिच ।
विकृतौसातिजातानिजात्वरिष्टंतदादिशेत् ॥१३॥

મૂત્ર ઉપર નાંખેલા તૈલનું બિન્દુ વર્તુલ, મંડલ, કમલ, વીણા, છત્ર, કુન્ડલ, ચામર, ફલ, અને શંખ ઇત્યાદિની આકૃતિ જેવું થાય તો તે શુભ એટલે સાધ્ય રોગ જાણવો. વીંછી, સર્પ, મંડપ, બળદ, કાચબો, હળ સરીખું અથવા

તે જો બિંદુ ને બિંદુ જ રહ્યું તો એટલે તેની આકૃતિમાં કાંઇ ફેરફાર ન થાય તો કિંવા મનુષ્ય, વાનર, પક્ષી, કુક્કર, સિંહ, શસ્ત્ર, અસ્ત્ર, મુશલ સરખી આકૃતિ સરખુ થાય તો અશુભ છે એમ જાણવું. ૧૩.

## ત્રીજી રીતિ.

तैलबिंदुयदामुत्रेपुर्वाशांप्रातिसर्पति ।
आरोग्यतातदाशीघ्रंदक्षिणाशांतदामृतिः ॥
वारुणीमपिकौवेरीमारोग्यंस्यान्नसंशयः ।
दृक्षाचतुःपथाकारंतदामृत्युंचानिर्दिशेत् ॥
ईशान्याद्यासुदिक्ष्वेवयदाबिंदुःप्रसर्पति ।
मुक्तावदुच्छ्रितंवास्याद्यद्वाबिंदुर्निमज्जति ।
तदाऽसाध्यंविजानीयाद्यद्वाछिद्रान्वितंभवेत् ॥
क्षिप्तमात्रेयदातैलेवहुलंसंप्रजायते ।
बिंदुनांतत्समेसौख्यंविषमेतुमृतिंवदेत् ॥१४॥

તૈલનું બિન્દુ પેલા ઝીલેલા મૂત્રમાં નાંખતાં જ જો તે પૂર્વ દિશા તરફ જાય તો આરોગ્ય થશે, અને જો દક્ષિણ દિશાયે જાય તો રોગી નિશ્ચય મરશે એમ જાણવું, અને વળી જો પશ્ચિમ અને ઉત્તર તરફ જાય તો રોગીને આરોગ્ય છે એમ જાણવું.

જો મૂત્રમાં તૈલનું બિન્દુ પડતાં જ ચોખુણિયું થઈ ચા-

રે દિશામાં જાય તો મૃત્યુ છે એમ જાણવું, ઈશાન, નૈઋત્ય, વાયવ્ય અથવા આગ્નેય દિશા તરફ પ્રસરે તો અથવા મોતીની પેઠે ઊંચું રહે અથવા કાંતો તે મૂત્રમાં ડુબી જાય તથા છિદ્ર પડે તો અસાધ્ય છે એમ જાણવું, વળી તૈલનું બિન્દુ મૂત્રમાં નાંખતાં જ એકના અનેક બિન્દુ સમપણે થાય તો સૌખ્ય અને વિષમ પણે થાય તો નિશ્ચય મૃત્યુ જાણવું. ૧૪.

---

## મલ પરીક્ષા.

### વાત, પિત્ત, કફ, મિશ્રદોષ અને ત્રિદોષમાં મલ પરીક્ષા.

वातेबद्धंधूम्रवर्णरुक्षंचापिमलंभवेत् ।
पित्तेपीतंचाशिथिलंश्वेतंचबहुलंकफे ॥
मिश्रितेमिश्रवर्णस्यात्कृष्णमेवात्रिदोषके ।
अतिकृष्णंचातिपीतमतिश्वेतंसचांद्रिकं ।
अतिरक्तमत्युष्णंचमलंस्यान्मृत्यवेनृणां। ॥१५॥

જો વાત રોગ થયો હોય તો રોગીનો મલ ( ઝાડો ) બદ્ધ, રૂક્ષ અને ધૂમ્રવર્ણ વાળો હોય છે. પિત્ત રોગ હોય તો પીળો અને શિથિલ થાય છે, જો કફરોગ હોય તો ધોળો અને પુષ્કળ થાય છે, જો મિશ્રિત દોષ યુક્ત રોગી હોય તો મિશ્રિત વર્ણનો થાય છે. અને જો ત્રિદોષ થયો હોય તો કાળા રંગનો થાય છે. વળી જો અતિ કાળો અતિ

પીળો, અતિ ધોળો, અતિ લાલ અને અતિ ઉષ્ણ છતાં કિંચિત ચળકાટ મારતો હોય તો તે મૃત્યુ કરનાર છે. ૧૫.

---

## રસ પરીક્ષા.

### વાત, પિત્ત, કફ, ત્રિદોષ, મંદાગ્નિ અને અજીર્ણમાં રસ પરીક્ષા.

रसोवातात्कषायःस्याल्लवणश्चपटीयसि ।
पित्तातिक्तःकटुश्चाम्लःकफात्स्वादुःपटुर्भवेत् ॥
त्रिदोषेसर्वलिंगःस्यात्कषायश्चाग्निमद्यके ।
अजीर्णप्रभवेरोगेस्याद्रसोघृतसन्निभः ॥१६॥

**વાત** રોગથી પીડિત મનુષ્યનું મુખ તૂરૂં અથવા ખારૂં હોય છે; **પિત્ત** રોગીનું તીખું, કડવું અને ખાટું હોય છે; **કફ** રોગીનું મુખ મીઠું અને ખારાશવાળું હોય છે; **ત્રિદોષવાળા** રોગીને ઉપરના સર્વ ચિન્હ થાય છે. **મંદાગ્નિ** થયો હોય તો મુખ તૂરૂં અને **અજીર્ણ** થયું હોય તો જાણે ઘી ખાધા જેવું મુખ રૂહે છે. ૧૬.

---

## નાસા પરીક્ષા.

### વાત, પિત્ત, કફ અને સન્નિપાતના રોગીની નાક જોઈ કરવાની પરીક્ષા.

शुष्कानासामरुत्कोपेचोष्णापित्तेहिमाकफे ।
सन्निपातेभवेद्वक्रासर्वलिंगातुवाहिमा ॥१७॥

**વાત** રોગીનું નાક શુષ્ક (સૂકું). **પિત્ત**રોગીનું નાક ઉષ્ણ, (ઉનું); **કફ** રોગીનું ટાઢું, **અને સન્નિપાત** રોગીનું નાક વાંકું અથવા ઉપર કહેલા સર્વ પ્રકારનાં ચિન્હવાળું અને તાઢું હોય છે. ૧૭.

## નાડીની પરીક્ષા કરવાને યોગ્ય વૈદ્ય.

**स्थिरचित्तोनिरोगश्चसुखासीनोविचक्षणः ।**
**अनत्तमादकोऽकामीत्वलोभक्रोधमोहवान् ॥**
**तथाऽमूत्रादिवेगीचयोग्योनाडीपरीक्षणे ॥१८॥**

જેનું ચિત્ત સ્વસ્થ હોય તે, નિરોગી, પ્રસન્ન મુખ રાખી બેઠેલો, ચતુર, માદક પદાર્થ ખાધા વિનાનો, કામ પીડા રહિત, લોભ, ક્રોધ, મોહથી રહિત અને મૂત્રાદિ વેગગ્રસ્ત ન હોય એવો વૈદ્ય નાડીની પરીક્ષા કરવાને યોગ્ય છે. ૧૮.

## નાડી જોવાને યોગ્ય રોગી કયો ?

**त्यक्तमूत्रपुरीषस्यसुखासीनस्यरोगिणः ॥**
**अंतर्जानुकरस्यापिनाडींसम्यक्परीक्षयेत् ॥२॥**
**सद्यःस्नातस्यभुक्तस्यथाततैलावगाहिनः ॥**
**क्षुतृषार्त्तस्यसुप्तस्यनाडीसम्यङ्नबुद्ध्यते ॥१९॥**

મૂત્ર અને મલથી રહિત થયેલો, બંને જાંગની વચ્ચે હાથ રાખી સુખે બેઠેલા મનુષ્યની વૈદ્યે નાડી જોવી. તત્કાલ સ્નાન કરેલ, તત્કાલ અંગમાં તૈલ મર્દન કરેલ, ક્ષુધા અને તૃષાથી પીડિત, સુઇ રહેલ એવા મનુષ્યની નાડીની પરી-

ક્ષા બરોબર થઇ શકતી નથી માટે તેવા મનુષ્યની પરીક્ષા ન કરતાં ઉપર બતાવેલા યોગ્ય મનુષ્યની પરીક્ષા કરવી. १९.

## સ્ત્રી પુરૂષની નાડી પરીક્ષા કરવાની પદ્ધતિ.

कुर्मोहिदेहिनांनाभावधोवक्रोनृणांस्थितः।
स्त्रीणामूर्ध्वमुखस्तस्यैवज्ञेयादक्षिणेकरे ॥
धराऽतःस्त्रीनृणांवामेदक्षिणे चक्रमात्करे।
दृष्टव्याधमनीवैद्यैरायुर्वेदविदांवरैः ॥२०॥

મનુષ્યના નાભિ સ્થાનમાં કૂર્મ સ્થિત છે, પુરૂષને અધોમુખે (નીચે મોઢે) રહે છે. અને સ્ત્રીને ઉર્ધ્વમુખે (ઊંચેમોઢે) રહે છે માટે તે કૂર્મની દક્ષિણ બાજુની નાડી જોવી યોગ્ય છે એટલે પુરૂષના જમણા હાથની અને સ્ત્રીના* ડાબા હાથની નાડી આયુર્વેદ જાણનાર વૈદ્યે જોવી એવી રીતિછે.२०.

## સાધ્યાસાધ્ય જાણવાની રીતિ.

[१]ईषद्विनामितमयेविततांगुलींच
बालेनिगृह्यकरमामयिनोजनस्य ।
पुंसोऽपसव्यमपिसव्यकरेणपश्ये-
न्नार्डींचशश्वदपसव्यकरांगुलीभिः ॥

---

* મારા જોવા પ્રમાણે હાલના કેટલાક વૈદ્યો સ્ત્રી અને પુરૂષની નાડી જુવે છે તે ફક્ત જમણા હાથથીજ જુવે છે. અત્યાર સુધીમાં મેં કોઈ વૈદ્ય એવો જોયો નથી કે ઉપર પ્રમાણે નાડી જોતો હોય. १. વસંતતિલકા વૃત્ત.

**नार्यास्तुवाममपसव्यकरेणधीरः**
**संगृह्यसव्यकरकांगुलिभिस्तथैव ॥**
**संस्पंदतेधमनिकांबरवन्हिकृत्वो**
**यावच्चतावदपिवैद्यवरःपरीक्षेत् ॥**
**एवंत्रिवारमपिकोमलवाणिभूयो ।**
**धृत्वाविमुच्यमतिमांश्चगदंव्यवस्येत् ॥**
**साचोद्विकंपतिसमांबररामवारं**
**साध्याऽन्यथानिगदिताधमनीत्वसाध्या ॥२१॥**

રોગીના હાથના આંગળાં સરખાં એટલે રોગી ઘણી વખત વૈદ્યની આગળ હાથ શી રીતે બતાવવો તેથી અજાણ્યા હોવાને લીધે આંગળાં સીધાં રાખતા નથી માટે વૈદ્યે તે આંગળાં સીધાં કરીને જરા હાથ નમાવીને પુરૂષ હોય તો તેનો જમણો હાથ પોતાના હાથમાં ધરીને જમણા હાથનાં આંગળાંથી નાડી જોવી, તેમજ સ્ત્રીનો ડાબો હાથ પોતાને હાથે ધરીને પોતાના ડાબા હાથની આંગળીઓથી તેની નાડી પરીક્ષા કરવી; નાડી ત્રીસ વખત ધબકારા મારે ત્યાં સુધી જોવી ને પાછી મુકી દઇને ફરીથી જોવી, એ રીતે જો તે નાડી ત્રીસ વખત સુધી બરોબર ચાલે તો જાણવું કે રોગીનો રોગ સાધ્ય છે. બિજી વખતના જોવામાં જુદી જુદી રીતે ચાલતી માલમ પડે તો રોગી અસાધ્ય છે. ૨૧.

**વાયુ, પિત્ત, કફ અને દ્વિદોષમાં નાડીની ગતી.**

**सर्पजलौकादिगतिंवदंतिहिबुधाःप्रभंजनेनाडीं ।**

पित्तेचकाकलावकभेकादिगातिंतथाचपलां॥
शिखिराजहंसकुक्कुटकपोतपारावतगमनांचकफे।
द्वंद्वेद्वंद्वगतिंतांवदंतिवैद्याःकांतेत्वंविद्धि ॥
लावातित्तिरवर्तीकगमनाचत्रिदोषतः।
वाऽतिवेगंयथाकाष्टंकाष्टकुट्टःप्रकुट्टाति ॥
स्थित्वास्थित्वातथानाडीह्यंगुलीत्रितयेवहेत् ॥२२॥

**વાયુની** નાડી સર્પ અને જળોની ગતી માફક ચાલેછે. **પિત્તની** નાડી કાગડો, લાવક અને દેડકાની ગતી માફક ચાલેછે. **કફની** નાડી મોર, બતક, કૂકડું, કબૂતર અને *પારાવતની ગતી માફક ચાલેછે. જો એ દોષમિશ્રિત હોય તો દ્વિદોષ મિશ્રિત ચાલેછે. **દ્વિદોષની** નાડી [1]લાવક, [2]તિત્તર અને [3] વર્તીકની ગતી માફક અથવા લક્કડફોડ નામનું પક્ષિ જેમ રહિ રહિને અતિ વેગથી લાકડું ફોડે છે—કાપેછે તે પ્રમાણે વૈધના ત્રણ આંગળાં નીચે થાયછે. ૨૨.

## બીજા ઋષિઓએ કહેલી નાડીની ગતી જોવાની સુગમ રીતિ.

वाताद्वक्रगतिनाडीपित्तात्स्याच्चपलातथा।
कफान्मंदगतिर्मिश्रामतश्चैववदाम्यहं ॥
याहिवक्राचतीव्राचमध्यमातर्जनीतले।
स्फुटाभवतिसानाडीवातापित्तगदोद्भवा ॥

---

૧ લાવરાં. ૨ તેતર. ૩ વનચકલી. *સર્પ વિશેષ.

स्फुटावक्राचमंदाचमध्यमानामिकातले ।
याभवेत्साहिविज्ञेयावातश्लेष्मगदोद्भवा ॥
याचमंदातथातीव्राऽनामिकातर्जनीतले ।
स्फुटास्यात्साधराज्ञेयाकफापित्तसमुद्भवा ॥
सर्वांगुलितलयाचस्यान्नानागतिभिर्धरा ।
स्फुटावैसाचविज्ञेयासन्निपातगदोद्भवा ॥२३॥

**વાત** નાડી વાંકી ચાલેછે. **પિત્ત** નાડી ચંચલ ચાલેછે. **કફ** નાડી મંદ ચાલેછે. જે નાડી તીવ્ર વા વાંકી ગતીથી તર્જની વા મધ્યમા આંગળીઓની વચ્ચે ચાલેછે તે **વાત પિત્તની** જાણવી, તેમજ જે નાડી વાંકી મંદગતીથી મધ્યમા ને અનામિકાની મધ્યમાં ચાલે તે **વાતકફની** જાણવી. વળી જે ચંચલ ને મંદગતીથી અનામિકા ને તર્જની નીચે ચાલે તે **કફપિત્તની** જાણવી. અને ત્રણ આંગળાંની નીચે અનેક પ્રકારની ગતી હોય તો **સન્નિપાતની** જાણવી. ૨૩.

**વળી બીજા ઋષિએ કહેલી સુગમ રીતિ.**

वातस्थानेचयातीव्रावातपित्तगदोद्भवा ।
मंदावातकफोन्मिश्रामध्यमाधोहिनाडिका ॥
पित्तस्थानेचयावक्रापित्तवातगदोद्भवा ।
मंदापित्तकफातंकसंभवातर्जनीतले ॥
कफस्थानेचयातीव्राकफपित्तसमुद्भवा ।
वक्राश्लेष्मरुन्मिश्राऽतंकेसानामिकातले ॥२५॥

**क्षणेवक्राचतीव्राचमंदाचेद्यत्रकुत्रचित् ।**
**नानागतिधरासास्यात्सन्निपातगदोद्भवा ॥**
**यस्यदोषस्यवहतिस्थानेनाडीवरानने ॥**
**सएवदोषोवलवानीतिप्राहुर्विचक्षणाः ॥२४॥**

જે નાડી મધ્યમા નીચે એટલે વાતસ્થાનનેવિષે ચંચલ રીતે ચાલેછે તે વાતપિત્તની અને મંદ ચાલે તે વાતકફની, તેમજ જે નાડી તર્જની નીચે એટલે પિત્તસ્થાનને વિષે વાંકી ચાલેછે તે પિત્તવાયૂની, મંદ ચાલે તે પિત્તકફની, તેમજ જે અનામિકા નીચે એટલે કફસ્થાનનેવિષે તિવ્ર ચાલે તે કફ-પિત્તની અને વાંકી ચાલે તે કફ વાયૂની જાણવી. કોઈપણ આંગળી નીચે અનેક પ્રકારની ગતીથી ચાલે તેને સન્નિપાતની જાણવી પરંતુ જે દોષના સ્થાનમાં ચાલે તે દોષ પ્રબલ છે એમ જાણવું. ૨૪.

## રોગ રહિત માણસની નાડીનાં લક્ષણ.

**यस्ययाप्रकृतिर्नित्यातत्समानायदाधरा ।**
**तथावलवतीसेयंरुग्विहीनेतिनिश्चयः ॥२५॥**

જે મનુષ્યની જેવી પ્રકૃતિ હોય તેવી પ્રકૃતિની માફક અથવા સુદૃઢ નાડી ચાલતી હોય તો તે રોગ રહિત છે એમ જાણવું, જેમ કે વાત પ્રકૃતિના મનુષ્યની નાડી નિરંતર વાત પ્રધાન હોયછે પરંતુ તે નિર્દોષછે. ૨૫.

## જૂદા જૂદા રોગમાં નાડીની ગતીનાં લક્ષણ.

दीप्ताग्नेर्वेगिनीलघ्वीकामक्रोधाच्चवेगिनी ।
क्षीणधातोश्चमंदाग्नेर्नाडीमंदतराभवेत् ॥
गुर्वीकोष्णास्त्रिदोषेणक्षीणचिंताभयाद्भवेत् ।
जीवितज्ञामदोषेणवहत्येवगरीयसी ॥२६॥

જે મનુષ્યનો જઠરાગ્નિ પ્રદિપ્તછે તેની નાડી હલકી અને શિઘ્ર ચાલે છે. તેમજ કામ ને ક્રોધથી પીડિત મનુષ્યની નાડી શીઘ્ર ચાલેછે. ધાતુક્ષીણ ને મંદાગ્નિ વાળા પુરૂપની નાડી અતિ મંદ ચાલેછે. રક્ત બગડેલા પુરૂપની નાડી કિંચિત ઉષ્ણ અને જડ—સ્થિર ચાલેછે. ચિંતા અને ભયને લીધે ક્ષીણ ચાલેછે. આમવિકારથી અતિ જડ–સ્થીર ચાલેછે. ૨૬.

## વાતજ્વર, પિત્તજ્વર, કફજ્વરમાં નાડીની ગતીનાં લક્ષણ.

ज्वरकोपेनधमनीसोष्णावेगवतीभवेत् ।
सामान्यतश्चलोलाक्षिविशेषमपरंशृणु ॥
वक्राचचपलाशीतस्पर्शावातज्वरेधरा ।
द्रुताचसरलादीर्घानाडीपित्तज्वरेभवेत् ॥
मंदाचसुस्थिराशीतापिच्छिलाकफजेज्वरे ।
वक्रैपच्चपलाचापिकठिनाऽऽशुगपत्तिजे ॥

ईषच्चदृश्यतेदृष्ट्यामंदापिश्लेष्मावातजे ।
सूक्ष्माशीतास्थिरानाडीपित्तश्लेष्मज्वरेभवेत्।२७।

સાધારણ સર્વ જ્વરના કોપથી ઉષ્ણતા યુક્ત નાડી ર- હિને શીઘ્ર ગતીમાં ચાલેછે. વાતજ્વરમાં વાંકી અને ચંચલ છતાં સ્પર્શકાલે ન્હાડી માલમ પડેછે. પિત્તજ્વરમાં શીઘ્ર, સરલ અને દીર્ઘ માલમ પડેછે. કફજ્વરમાં મંદ, સ્થિર, શીતલ અને સ્નિગ્ધ માલમ પડેછે. વાત પિત્તજ્વરમાં વાંકી, કિંચિત્ ચંચલ અને કઠિન હોયછે. કફવાતજ્વરમાં નાડી, કિંચત્ મંદ છતાં તેનું ચલન નેત્રથી દેખાયછે. કફ પિત્ત જ્વરમાં સૂક્ષ્મ, શીતલ અને સ્થિર ગતીમાં ચાલેછે. ૨૭.

**વ્યાયામ, ભ્રમણ, ચિંતા અને ધનના શોકમાં નાડીની ગતી.**

व्यायामेभ्रमणेचैवाचिंतायांधनशोकतः ॥
नानाप्रकारगमनानाडीवैद्यैर्हिलक्ष्यते ॥२८॥

'વ્યાયામ'—કસરત' ભ્રમણ, ચિન્તા અને ધનના શોકમાં અનેક પ્રકારે નાડી ચાલેછે. ૨૮.

**અજીર્ણ અને પકવાજીર્ણમાં નાડીની ગતી.**

अजीर्णेतुभवेन्नाडीकठिनापरितोजडा ॥
पक्काजीर्णेपुष्टिहीनामंदंमंदंप्रकंपते ॥२९॥

અજીર્ણની નાડી કઠિન છતાં જડ હોયછે. પકવાજીર્ણની નાડી પુષ્ટીહીન છતાં મંદ ગતીથી ચાલેછે. ૨૯.

## વિશુચિકા, પ્રમેહ, પ્રદર, રાજયક્ષ્મા, ક્ષતકાસ અને ઉપદંશ આદિમાં નાડીનાં લક્ષણ.

विषूचिकागदेभेकसंक्रमाधमनीभवेत् ।
प्रमेहेप्रदरेराजयक्ष्माणिक्षतकासके ॥
उपदंशेधरास्पंदेद्ग्रंथिवच्चांगुलीतले ॥३०॥

વિશૂચિકા ( પટકી ) રોગમાં દેડકાની માફક ચાલેછે અને પ્રમેહ, પ્રદર, રાજ યક્ષ્મા, ક્ષતકાસ ને ઉપદંશ ઇત્યાદિકમાં ગ્રંથી માફક ચાલેછે. ૩૦.

## પ્રકૃતિ જ્ઞાન.

सप्तप्रकृतयोनृणांपृथग्दोषैस्त्रयोमताः ।
त्रयोद्वंद्वैःसमस्तैश्चबुधैरेकाप्रकीर्त्तिता ॥
तास्त्वहंत्वांब्रवीम्यत्रशिवेनोक्ताःशिवांप्रति ।
संहितायांस्वकीयायांशृणुयत्तावरानने ॥३१॥

હવે પ્રકૃતિ જ્ઞાન કહિયે છિયે,—મનુષ્યની પ્રકૃતિ સાત પ્રકારની હોયછે; તે નીચે પ્રમાણેઃ—

૧. વાત, ૨. પિત્ત, ૩. કફ, ૪. વાતપિત્ત, ૫. વાતકફ, ૬. કફપિત્ત, અને ૭. સન્નિપાત. આ સાતે પ્રકૃતિના લક્ષણો શ્રી શિવજીએ પોતાની સંહિતામાં પાર્વતીને કહ્યાં છે તે હું કહુંછું તે શ્રવણ કરો. ૩૦

### વાયુની પ્રકૃતિવાળાના લક્ષણ.

अधृतिरदृढसौहृदःकृतघ्नः ।
कृशपरुषोऽधमनीतिवान्प्रलापी ॥
द्रुतगतिरटनोऽनवस्थितात्मा ।
वियतिचगच्छातिसंभ्रमेणसुप्तः ॥
अव्यवस्थितमतिश्चलदृष्टि ।
मंदरत्नधनसंचयमित्रः ॥
किंचिदेवविलपत्यनबद्धं ।
मारुतप्रकृतिरेषमनुष्यः ॥३२॥

જે મનુષ્ય ધૈર્ય રહિત, જેની મિત્રતા પણ દૃઢ નથી, કૃતઘ્ન, કૃશ, રૂક્ષ અને જેની નીતિ ખરાબ, પુષ્કળ બોલનાર, ઉતાવળાથી હિંડનાર, બહુ ફરનાર, જેનું મન સ્થિર નથી, જે સ્વપ્નામાં ભ્રમથી આકાશગામી, જેની વૃત્તિ વ્યવસ્થિત નથી, જેની ચંચલ દૃષ્ટી, જેને રત્ન, ધન, ને મિત્ર થોડા હોય, અને જેના બોલવામાં કંઇ પ્રમાણ નથી એવી વૃત્તિના મનુષ્યો વાયુ પ્રકૃતિના છે એમ જાણવું. ૩૨.

### પિત્ત પ્રકૃતિ વાળાનાં લક્ષણ.

मेधावीनिपुणमतिर्विगर्ह्यवक्ता ।
तेजस्वीसमितिषुदुर्निवारवीर्यः ॥
सुप्तःसनकनकपलाशकर्णिकारान् ।

संपश्येदपिचहुताशविद्युदुल्कान् ॥
नभयात्प्रणमेदनतेष्वमृदुः ।
प्रणतेष्वतिसांत्वनदानपरः ॥
भवतीहसदाऽव्यथितास्थगतिः ।
सभवेदिहपित्तकृतप्रकृतिः ॥ ३३॥

જે મનુષ્ય પવિત્ર, ચતુર, બુદ્ધિમાન્, હિમ્મતથી બોલનાર તેમજ તેજસ્વી રણમાં મોટો પરાક્રમી, સ્વપ્નમાં સુવર્ણ, પલાસ ( ખાખરો ) અને કર્ણિકાર ( કરેણ ) વૃક્ષ, અગ્નિ, વિધુલ્લતા, તારાનું પતન જોનાર, કોઈ ભય બતાવે તો નમન ( કરીને નમી જાય ) કરનાર, શત્રુને શાસન કરનાર, શરણાગતનું રક્ષણ કરનાર, અને જેની ગતી અવ્યસ્થિત તે મનુષ્ય પિત્તપ્રકૃતિના છે એમ જાણવું. ૩૩.

## કફ પ્રકૃતિ વાળાનાં લક્ષણ.

शुक्लाक्षःस्थिरकुटिलालिनीलकेशो ।
लक्ष्मीवाञ्जलदमृदंगसिंहघोषः ॥
सुप्तःसन्सकमलहंसचक्रवाकान् ।
संपश्येदपिचजलाशयान्मनोज्ञान् ॥
रक्तांतनेत्रःसुविभक्तगात्रः ।
स्निग्धच्छविःसत्वगुणोपपन्नः ॥

**क्लेशक्षमोमानयितागुरूणां ।**
**ज्ञेयोबलासप्रकृतिर्मनुष्यः ॥३४॥**

જેનાં નેત્ર ધોળાં, જેના કેશ મજબૂત—અને કાળા ભ્રમર જેવા, જે ધનવાન્ છે, તેમજ જેના શબ્દો મેઘ, મૃદંગ અને સિંહ પ્રમાણે ગંભીર હોય, જે સ્વપ્નમાં કમલ, હંસ, ચક્રવાક પક્ષિયુક્ત મનોહર જલાશય ઇત્યાદિક જોનાર, જેની નેત્રબાજુ રાતી, જેનું શરીર સુંદર ને કાન્તિ યુક્ત; અને જે સત્વગુણી, ક્લેશ સહન કરનાર અને ગુરૂભક્ત એટલાની કફ પ્રકૃતિ છે એમ જાણવું. ૩૪.

## મિશ્રપ્રકૃતિ–અને પડેલી પ્રકૃતિથી કંઈ હાની થતીનથી.

**द्वयोर्वातिसृणांवापिप्रकृतीनांतुलक्षणैः ।**
**ज्ञात्वासंसर्गजान्वैद्यःप्रकृतीरपिदर्शयेत् ॥**
**विषजातोयथाकीटोनविषेणविपद्यते ।**
**तद्वत्प्रकृतयोमर्त्यंशक्नुवंतिनबाधितुं ॥३५॥**

જે મનુષ્યની બે અથવા ત્રણ પ્રકૃતિનાં લક્ષણો મિશ્રત થતાં મળે તેને તે પ્રમાણે મિશ્ર જાણવી. જેમ વિષમાંથી ઉત્પન્ન થયેલો કીડો વિષથી મરતો નથી તેમ જે મનુષ્યની જેવી પ્રકૃતિ પડી છે તેવી પ્રકૃતિથી તેને કંઈ ઇજા થતી નથી. ૩૫.

## વર્ણ અને પ્રકૃતિ અકસ્માત બદલવાથી થતું પરિણામ.

प्रकृतेर्व्यत्ययोयस्यवर्णस्यचव्यतिक्रमः ।
अकस्माद्यःकृशःस्थूलःस्थूलश्चापिकृशोभवेत् ॥
षड्भिर्मासैनरोयातिपंचत्वंसहरिंभजेत् ।
नराणांपादतश्चोर्द्धनारीणांमुखतस्त्वधः ॥
शोथःसर्पतितौरामंभजेतांनान्यमौषधं ।
बह्वाशीक्षीयमाणोयोमध्यशोथतुवाभवेत् ॥
नरोवाप्यथनारीवाभजेद्रामंनचौषधं ।
शीतदेहेभवेत्स्वेदोललाटेचातिपिच्छिलः ॥
कफःकंठगतोयस्यतस्यपुण्यंमहौषध ।
रात्रौदाहादिवाशीतंभवेद्यस्यारुणौदृशौ ॥
जिह्वाकृष्णाखरस्पर्शादानमेवतदौषधं ।
निद्रानाशोहृदिस्तंभोविष्टंभोगौरवाऽरुची ॥
अरातिर्बलहानिश्चयस्यतस्यौषधंहरिः ॥३६॥

જે મનુષ્યના વર્ણ અને પ્રકૃતિ અકસ્માત્ બદલાય તેમજ સ્થૂલ છતાં અકસ્માત્ કૃશ કિંવા કૃશ છતાં સ્થૂલ થાય તો તે છ મહિને મરશે એમ જાણવું; તે માટે તેણે અહર્નિશ હરિસ્મરણ કરી લેવું. પુરૂષના પગથી ઊંચે અને સ્ત્રીના

મુખથી નીચે તેમજ સ્ત્રીના કિંવા પુરૂષના મધ્યભાગે જો સોજો આવે તો કિંવા બહુ આહાર કરતાં પણ દિવસો દિવસ ક્ષીણ થતા જવાય તો તેણે રામનામ શિવાય બીજું કંઈ પણ ઔષધ કરવું નહીં. જેનો દેહ શીતલ થઇને સર્વાંગ પરશેવાના ઝેબ આવે તો—અને વળી, તેના કપાળ ઉપર પરસેવાના ઝેબ અને તેના કંઠ પર્યંત કફ આવે તો સમજીને પુણ્ય કરાવવું એ જ ઉત્તમ ઔષધ; તેમજ જેને રાત્રીએ દાહ થાય, ને દિવસે ત્હાઢ વાય અથવા ડોળા રાતા થાય, જીભ કાળી અને ખરબચડી થાય તેને દાન એ જ ઔષધ. તેમજ નિદ્રાનો નાશ, હૃદય જડ, મલનો અવરોધ, જડત્વ, અરૂચી ચેન વિનાનો, બલહાનિ વિગેરેનો જેને વિકાર હોય તેને *હરિનામ સ્મરણ શિવાય બિજું ઔષધ નથી. ૩૬.

## સાધ્ય રોગીનાં લક્ષણ.

**सौम्यादृष्टिर्वदतिचकलंहस्तपादौसदोष्णौ ।**
**स्वल्पोदाहःसुरसवदनंकोमलायस्यजिह्वा ॥**
**नासाश्वासोवहतिसरलंस्वेदहीनोज्वरोसौ ।**
**साध्योरोगीभवतिनियतंयस्यनिद्रापिकाले।३७।**

---

*કેટલાંક દરદો એવાં હોયછે કે, જેનો ઉપાય કરવો સમજણ પડતો નથી, તેથી ગ્રંથ કર્તાનો એવો મત હશે પણ ખરૂં તો એટલું જ છે કે, જેમ બને તેમ રોગીને બચાવવા માટે તાત્કાલિક રોગને મટાડનાર ઉપાયો કરવા પાછા હટવું નહીં.

ભા. કર્ત્તા.

જેની દૃષ્ટી સૈમ્ય, સ્પષ્ટ શબ્દ, હાથ પગ સદા ઉષ્ણ, અલ્પ દાહ, મુખ સારા રસવાળું, જીભ કોમલ, જેનો શ્વાસ નાકથી બરાબર ચાલેછે, ઘામ રહિત જ્વર જેને છે ને નિદ્રા કાલે જેને બરોબર નિદ્રા આવેછે આ વિગેરે ગુણો જેનામાં હોય તે રોગી સાધ્ય જાણવો. ૩૭.

## સાધ્યાસાધ્ય વિચાર.

### અસાધ્ય નાડીનાં લક્ષણ.

धराचेदेकयागत्यात्रिंशद्वारंकरेस्फुरेत् ।
तदासाध्यांविजानीयादन्यथात्वन्यथावदेत् ॥
अतिमंदातिसूक्ष्माचस्थित्वाविशुदिवैजते ।
चंचलाशीतलावापिनाडीपंचत्वकारिणी ॥
स्थानात्स्थानंव्रजन्वापिनानागत्यैकदेशके ।
स्पंदेन्नाडीतदाऽसाध्यमास्मृतामुनिपुंगवैः ॥
पूर्वमायोस्ततौवायोःश्लेष्मणश्चततोव्रजेत् ।
स्थानंनाडीक्रमान्मंदाकदाचिच्चापित्रोगेनी ॥
सूक्ष्मावाचक्ररूढेवस्वस्थानेचेद्धराव्रजेत् ।
तदापिमुनयःप्राहुर्नासाध्यत्वंविचक्षणाः ॥३८॥

જે નાડી એક જ ગતીમાં ત્રીશ વખત એક જ સ્થાનમાં ફરકે—ધબકે તો સાધ્ય, અને નાના ગતીથી ચાલે તો અસાધ્ય, અતિમંદ કિંવા અતિ સૂક્ષ્મ અથવા રૂહિ રૂહિને

વિજળીની માફક ચાલે અથવા ચંચલ થઈ શીતલ થઈ અથવા એક સ્થાન મુકી બિજે સ્થાને જાય તો અથવા એક જ સ્થાનમાં રૂહિ નાના ગતીથી ચાલે તો તે અસાધ્ય. હવે તેમાં વળી વિશેષ:—પ્રથમ સ્પર્શ વેળા પિત્તસ્થાનમાં, ત્યારપછી વાતસ્થાનમાં, ત્યારપછી કફસ્થાનમાં, આવા ક્રમથી નાડી ચાલે ને કદી મંદ, શીઘ્ર અથવા સૂક્ષ્મ ચાલે; અથવા નાડી પોતાના સ્થાનમાં *ચક્ર ઉપર બેઠા પ્રમાણે ભ્રમણ થતી ભાસે તો અસાધ્ય છે એમ જાણવું નહી. ૩૮.

शीघ्रानाडीमलोपेतामध्याह्नेऽग्निसमोज्वरः ।
शीतलावाभवेत्तस्याद्वितीयेदिवसेमृतिः ॥३९॥

જે મનુષ્યને મધ્યાન્હકાલને વિષે અગ્નિ સમાન જ્વર આવે, જેની નાડી મલયુક્ત છતાં શીઘ્ર ગતીથી ચાલે, અથવા શીતલ થાય તો તે બીજે ०४ દિવસે મૃત્યુને પામે. ૩૯.

कफपूरितकंठस्यसोष्णासर्पइवाशुगा ।
असाध्यावाकरेऽदृश्याविकासितमुखस्यच ॥
तीव्रत्वंदधतीयाग्रेकदाचिच्छीतलाभवेत् ।
यस्यस्यात्पिच्छिलःस्वेदःसप्तरात्रंसजीवति ॥
अग्रेनाड्यदानास्तिमंदमन्यत्रसर्पति ।
त्रिरात्रेणमृतिस्तस्यशैत्यमंतर्बहिःक्रमः ॥

*ચક્ર ઉપર કોઈ બેસે ને જેમ ચાકે ચઢે તેમ નાડી પોતાના સ્થાનમાં ચાકે ચઢે તો.

देहशैसंमुखेश्वासोनाडीतीव्राविदाहिनी ।
यामार्द्धंजीवितंतस्यतृषाहिक्कावतोपिच ॥४०॥

જેનો કંઠ, કફથી ભર્યો હોય, જેની નાડી ઉષ્ણ અને સર્પની ગતી માફક જો વેગથી ચાલતી હોય તો તે અસાધ્ય છે એમ જાણવું. જેની નાડી અગ્રભાગે શીઘ્ર અને શીતલ ચાલતી હોય અને જો ચીકણો પરસેવો નિકળતો હોય તો તે સાત દિવસ સુધી જ બચશે એમ જાણવું. જેની નાડી અગ્રભાગે [1]માલમ પડતી નથી અને બિજા ભાગમાં મંદ ચાલે, અથવા માંહે ઊંડી રહિને બહાર શ્વાસાદિક ઉપદ્રવ થાય તો તે ત્રણ રાત્રી સુધી રહિને [2]મૃત્યુને પામે, અને જેનો દેહ શીતલ, મુખથી શ્વાસ, નાડી દાહયુક્ત અને તીવ્ર હોય તો અથવા તૃષા અને ગુચકી—વાધણુથી પીડિત હોય તો તે અર્ધ પ્રહર સુધી જ જીવે. ૪૦.

हिमवच्छीतलानाडीज्वरदाहेनतापिनः ।
त्रिदोषरुग्विभजतोमृत्युरेवादिनत्रयात् ॥
स्वस्थानविच्युतानाडीयग्रदावहतिवानवा ।
ज्वालाचहृदयेतीव्रातदाज्वालावधिस्थितिः ॥४१॥

જે મનુષ્ય જ્વરના દાહ વડે કરીને તૃપ્ત છે વા ત્રિદોષ-

---

૧ નાડી જોતાં વૈદ્ય રોગીનો હાથ ઝાલી તપાસતી વખતે નાડી ડુબી ગએલી લાગે તે.

૨ પછી તે રોગી મોડો વ્હેલો મરે તેને કંઈ નિયમ નથી.

યુક્ત છે, એવા મનુષ્યની નાડી સ્વસ્થાન મુકીને ચાલે અથવા ચાલે જ નહીં અને હૃદયમાં અત્યંત દાહ હોય તો તે મનુષ્ય, દાહની શાન્તિ સુધી જ રહે. ૪૧.

**अंगुष्ठमूलमारभ्यसार्द्धद्व्यंगुलतोबहिः ।**
**यदानाडीतदातस्ययामार्द्धेनमृतिर्भवेत् ॥**
**भारप्रवाहमूर्च्छाभयशोकप्रमुखकारणान्नाडी ।**
**संमूर्च्छितापिगाढंपुनरपिसाजीवितंधत्ते ॥**
**भूतावेशयुतस्यापिनष्टशुक्रस्यनाडिका ।**
**त्रिदोषगमनाचापिसूक्ष्माप्येवनमृत्युदा ॥४२॥**

જેની નાડી અંગુષ્ટ મૂલથી અઢી આંગળ આગળ ચાલતી હોય તે અર્ધ પ્રહરમાં મૃત્યુને પામેછે, પરંતુ જો ભાર ઉપાડવાથી, અથવા મૂર્ચ્છા, ભય, શોક ઈત્યાદિક કારણોથી ઉપર પ્રમાણે નાડી ચાલતી હોય તો તેના મૃત્યુ માટે ભીતિ રાખવી નહીં, અર્થાત્ ઉપલા કારણથી જો ઉપર કહ્યા પ્રમાણે નાડી ચાલતી હોય તો તેને કંઈ પણ હરકત થવાની નથી એમ જાણવું. જેને ભૂત—*ભ્રાંતી લાગી હોય, અથવા ધાતુ ક્ષીણ હોય જેની નાડી ત્રિદોષ યુક્ત સૂક્ષ્મ પણ ચાલતી હોય તોપણ તેને મૃત્યુનો ભય નથી. ૪૨.

**स्वस्थानहीनाशोकेनहिमाक्रांतेचनिर्गदा ।**

---

*ભૂતને ભ્રાંતિ તરીકે ભાષાંતર કર્ત્તાનું માનવું છે. ગ્રંથમાં ભૂતની ગણના છે.

यद्द्रवेऽग्निश्चलानाडीनोभयंतत्रकिंचन ॥
स्तोकंवातकफौयत्रपित्तंवहतिदारुणं ।
पित्तस्थानंविजानीयात्तदाभिषज्यमाचरेत् ॥
स्वस्थानच्यवनंयावद्धमन्यानोपजायते ।
तत्स्थचिह्नस्यसत्वेपिनासाध्यत्वमितीरीतं ॥४३॥

જે નાડી રોગ વિના શોકકિંવા ત્હાઢનાયોગથી સ્વસ્થાન ભ્રષ્ટ થઇને નિશ્ચલ થઇ હોય, તોપણ તેની ભીતિ નથી. જે નાડીમાં વાત અને કફ કમી છતાં પિત્ત સ્વસ્થાનમાં પ્રબલ હોય તો તે રોગીને ઔષધ આપવું. નાડી ત્રિદોષયુક્ત છતાં પણ તે જ્યાં સુધી તેણે પોતાનું સ્થાન મુક્યું નથી ત્યાં સુધી તે અસાધ્ય છે એમ જાણવું નહીં. ૪૩.

**આહારથી નાડીની ગતીના લક્ષણ.**

केकिगामधुराहारेतिक्तेस्थूलाहिगाभवेत् ।
अम्लेभेकगतिःकोष्णाकटुकैर्भ्रमरोपभा ॥
कषायेकठिनाम्लानालवणेसरलाद्रुता ।
एवंद्वित्रिचतुर्योगेनाडीनानागतिर्भवेत् ॥
द्रव्यैश्चमधुराम्लाद्यैर्नाडीशीताविशेषतः ।
क्षीरेस्तिमितवेगाचतथाशीताबलीयसी ॥
द्रवेऽतिकठिनानाडीकोमलाकाठिनाशने ।
द्रवद्रव्यस्यकाठिन्येकोमलाकठिनापिच॥४४॥

મધુર ભોજન કરવાથી નાડી મોરની ચાલ માફક ચાલે છે; તિક્ત ભોજનથી સ્થૂલ અને સર્પની ગતી માફક ચાલે છે; અમ્લ ( ખાટા ) ભોજનથી દેડકાની ગતી માફક અને કિંચિત્ ઉષ્ણ હોયછે; કટુક ભોજનથી ભ્રમરની ગતી માફક; કષાય ( તૂરા ) ભોજનથી કઠિન અને મંદ ચાલેછે; લવણ ભોજનથી સરલ અને શીઘ્ર ગતીથી ચાલેછે; તેમજ બે, ત્રણ ચાર ઈત્યાદિ મિશ્રિત રસ યોગથી નાના પ્રકારની ગતીથી ચાલેછે. મધુર અને અમ્લ રસના ભોજનથી શીતલ નાડી ચાલેછે; દૂધ ખાધાથી મંદ, શીતલ અને સદૃઢ ચાલેછે; દ્રવ પદાર્થોથી અતિ કઠિન થાયછે; કઠિન પદાર્થ ખાધાથી કોમલ હોયછે; અને જો પદાર્થ કઠિનતા યુક્ત હોય તોપણ તેથી મિશ્રિત ગતીમાં ચાલેછે. ૪૪.

**सपिष्टैर्गुडदुग्धैश्चपृथुकभ्रष्टद्रव्यकैः ।**
**स्थिरामंदतरापुष्टागुडैतैलनधामिनी ॥**
**कूष्मांडमूलकैर्मंदामाषेणलगुडाकृतिः ।**
**शाकैश्चकदलैश्चैवरक्तपूर्णेवनाडिका ॥४५॥**

ગોળ અને દૂધ યુક્ત લોટનો પદાર્થ, પૂંહુંવા અને શેકેલા અન્નના ભક્ષણથી સ્થિર અને અતિમંદ નાડી ચાલેછે; ગોળ અને તૈલ યુક્ત પદાર્થથી પુષ્ટ ચાલેછે; કોહોળા અને મૂળાના ભક્ષણયોગથી મંદ નાડી ચાલેછે; અડદ ખાધાથી લગુડાકૃતિમાં ચાલેછે; શાક અને કદલિ ( કેળાં )ના યોગથી રક્તપૂર્ણ એટલે કિંચિત્ ઉષ્ણ અને જડ ચાલેછે. ૪૫.

## નાડીની ગતીનું કારણ.

देहिनांहृदयंदेहेसुखदुःखप्रकाशकं ।
तत्संकोचंविकासंचस्वतःकुर्यात्पुनःपुनः ॥
संकोचेनबहिर्यातिवायुरंतर्विकासतः ।
ततोनाड्यांचलत्यस्रग्धरायाःस्फुरणंततः ॥
यथावीणागतातंत्रीसर्वान्रागान्प्रभाषते ।
तथाहस्तगतानाडीसर्वान्रोगान्प्रकाशते ॥४६॥

દેહધારી પ્રાણીમાત્રનું સુખદુઃખ પ્રકાશક હૃદય છે, તે સ્વભાવે કરીને વારંવાર સંકુચિત અને પ્રફુલ્લિત, થાય છે. જે વખતે સંકુચિત થાયછે તે વખતે વાયૂ બહાર જાયછે અને પ્રફુલ્લિત થાયછે તે વખતે હૃદયમાં વાયૂ પ્રવેશ કરેછે, તેણે કરીને રક્તાભિસારણ ચાલૂ થઈ નાડી ચાલેછે જેમ કેઃ—વીણાનો તાર ચડાવવાથી સર્વ રાગનો પ્રકાશ થાય છે—તે પ્રમાણે હસ્તગત નાડી સર્વ રોગને સ્પષ્ટ કરેછે, અર્થાત્ સર્વ રોગને બતાવી આપેછે. ૪૬.

## નાડીજ્ઞાન પ્રાપ્ત થવાની રીતિ.

क्वचिद्ग्रंथानुसंधानात्क्वचित्कालादिज्ञानतः ।
अतीवसूक्ष्मयाबुद्ध्यानाडीज्ञानंभवेदपि ॥
तद्गुरोरुपदेशेनतथादेवप्रसादतः ।
स्वार्जितेनचपुण्येनाविनानैवोपजायते ॥

**योरोगिणःकरंस्पृष्ट्वास्वहस्तंक्षालयेद्द्रुतं ।**
**सरोगान्नाशयेत्ससंपंकंप्रक्षालनादिव ॥ ४७॥**

કંઈ ગ્રંથાનુસંધાનથી, કંઈ કાલાનુસંધાનથી અને કંઈ સૂક્ષ્મ બુદ્ધિના યોગે કરીને નાડીનું જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. તે જ્ઞાન કંઈ ગુરૂના ઉપદેશવિના, દેવના પ્રસાદવિના અને પોતાના પુણ્ય સંચયવિના પ્રાપ્ત થતું નથી. જે વૈદ્ય રોગીની નાડી જોયા પછી પોતાના હાથ જલ્દી ધોઇ નાંખે તેજ વૈદ્ય રોગનો નાશ કરે, જેમકેઃ—કિચ્ચડથી ખરડાયેલા હાથ*ધોઈ નાંખવાથી સાફ—સ્વચ્છ થાય છે, તેમ તે વૈદ્ય રોગીના રોગને સાફ કરી નાંખે છે. હવે દેશ કાલાદિ જ્ઞાન શિવ સંહિતામાંથી કહિયે છિયે.—૪૭.

## શ્રી શંકરને પાર્વતી પૂછે છે.

**देवदेवदयासिंधोनाडीज्ञानंत्वयोदितं ।**
**कालदेशादिविज्ञानंतथादूतपरीक्षणं ॥**

*હાલના લેભાગુ વૈદ્ય રોગીનો સ્પર્શ કરીને હાથ તો ધોતા નથી તે નાહ્ય તો ક્યાંથીજ ! રોગીને અડચા પછી હાથ (સાબુથી) ધોવાનો રિવાજ આધુનિક ડાક્ટરોમાં છે તે સારો છે. મારો મત એવો છે કે ચેપી રોગથી પીડિત રોગીને અડીને ન્હાવું એટલું જ નહીં પણ તે વખતે પહેરેલાં બધાં લુગડાં ધોઈ નાંખવાં અર્થાત જેમ બને તેમ નાડી નિદાન વિગેરે સ્પર્શ કર્મ કર્યા પછી શુદ્ધ અને સ્વચ્છ થઈ રહેવું.

शकुनानिचशब्दादिपरिक्षामिहरोगिणां ।
चेष्टामपिचमांब्रूहिरोगज्ञानायसांप्रतं ॥ ४८ ॥

શ્રી શંકરને પાર્વતી પૂછે છે કે.—હે દેવ દેવ દયા સિંધો ! આપે મને નાડીજ્ઞાન કહ્યું પણ હવે કાલ દેશાદિકનું જ્ઞાન અને દૂત પરીક્ષા, શુકન પરીક્ષા તેમ જ રોગીની શબ્દાદિક અને ચેષ્ટાની પરીક્ષા રોગ પરીક્ષાને માટે મને કૃપા કરી સંભળાવો. ૪૮.

**પાર્વતીના પૂછવાથી યુગરૂપ કાલજ્ઞાન શિવજી કહેછે.**

कृतश्लेष्माबलीत्रेतायुगेवायुर्बलान्वितः ।
द्वापरेद्वंद्वशोदोषाःसंचरंतिजनेषुच ॥
वातापित्तेयुगस्यादौमध्येपित्तकफाविति ।
प्रबलौद्वापरस्यांतेकफवातौवरानने ॥
पित्ताऽधिक्यंकलौपातःकलेरंतेभाविष्याति ।
तदाह्यल्पायुषोलोकाभविष्यंत्यल्पबुद्धयः ॥
युगरूपस्थकालस्यविज्ञानंभाषितंमया ।
इदमब्दस्वरूपस्यवक्ष्येऽहंत्वमतःशृणु ॥ ४९ ॥

હવે શિવ ઉત્તર દેછે કેઃ—હે પાર્વતી ! કૃત યુગ એટલે સત્યયુગમાં કફ બળવાન્ હતો, ત્રેતાયુગમાં વાયૂ બળવાન્ હતો, અને દ્વાપરમાં બે બે દોષ મળીને તે મનુષ્યના દેહમાં પ્રવેશ કરે છે. જેમકેઃ—દ્વાપરને પ્રારંભે વાતપિત્ત; મધ્યમાં

પિત્ત કફ અને અંતમાં કફ વાયુ પ્રબલ છે, કલિયુગમાં પિત્ત પ્રબલ થશે, અને કલિયુગને અંતે સન્નિપાત થશે. તેથી લોકો અલ્પાયુષી અને અલ્પ બુદ્ધિનાં થશે. આ પ્રમાણે મેં તને યુગરૂપ કાલ જ્ઞાન કહ્યું ને હવે સંવત્સરરૂપ કાલ જ્ઞાન કહુંછું તે સાંભળ. ૪૯.

## સંવત્સરરૂપ કાલજ્ઞાન.

वसंतर्त्तौकफंविद्धिग्रीष्मेपित्तंशरद्यपि ।
मारुतंबालिनंतद्वत्प्रावृड्वर्षाहिमेषुच ॥
श्लेष्मापूर्वाह्णकेपित्तंमध्याह्नेचार्निशीथके ।
अपराह्णेऽपरात्रौचपूर्वरात्रौमरुद्बली ॥५०॥

વસંતઋતુમાં કફ બલવાન્ હોય છે, ગ્રીષ્મ અને શરદ્ ઋતુમાં પિત્ત બલવાન્ હોય છે, અને પ્રાવૃટ, વર્ષા ને હેમન્તઋતુમાં વાયુ બલવાન્ હોય છે, આ પ્રમાણે પૂર્વાહ્ણ એટલે દિવસના પ્રથમ તૃતિયાંશમાં કફ બલિષ્ટ હોયછે, તેમજ અપરાહ્ણ એટલે દિવસનો ત્રીજા તૃતિયાંશ અને પૂર્વરાત્ર એટલે રાત્રીના પ્રથમ તૃતિયાંશ, અને અપરાત્ર એટલે રાત્રીના છેવટના—અર્થાત્ ત્રીજા તૃતિયાંશમાં વાયૂ બલવાન્ હોયછે. ૫૦.

## દેશજ્ઞાન.

कालज्ञानंमयाप्रोक्तंदेशज्ञानमतःशृणु ।

देशःसाधारणानूपजांगलैस्त्रिविधोमतः ॥
नानावृक्षगणैःकीर्णःस्वाद्वंबुप्रचुरश्चयः ।
सआनूपोमरुच्छ्लेष्मामयप्रायोमतोबुधैः ॥
अल्पवारिनगोदेशोजांगलःपरिकीर्त्तितः ।
तत्ररोगाःप्रजायंतेवातपित्तास्त्रगुद्भवाः ॥
समवृक्षजलोदेशोबुधैःसाधारणोमतः ।
तत्रदोषसमत्वेनसमत्वंहिरुजांभवेत् ॥
एवंज्ञात्वाभिषक्कुर्याच्चिकित्सामपिरोगिणः ।
जयेद्रोगान्नसंदेहश्चान्यथामोहमाप्नुयात् ॥५१॥

કાલજ્ઞાન કહ્યું, હવે દેશજ્ઞાન કહુંછું તે સાંભળ—સાધારણ, અનૂપ અને જાંગલ એવા ત્રણ પ્રકારના દેશછે. જે દેશમાં પુષ્કળ વૃક્ષ અને પુષ્કળ મીઠું પાણી હોયછે તેને "અનૂપ" દેશ કહેછે. આવા દેશમાં વાયૂ અને કફ સમ્બન્ધી રોગ ઉત્પન્ન થાયછે. જે દેશમાં વૃક્ષ અને પાણી અલ્પ છે તેને "જાંગલ" કહેછે. આવા દેશમાં વાત, પિત્ત અને રક્ત સમ્બન્ધી રોગ ઉત્પન્ન થાયછે. જે દેશમાં વૃક્ષ અને પાણી સમ—સરખાં છે તેને "સાધારણ" દેશ એમ કહેછે. એમાં રોગ પણ સાધારણ થાય છે. આ પ્રમાણે કાલ અને દેશનો વિચાર કરીને જે વૈદ્ય રોગીની ચિકિત્સા કરશે તેજ રોગને જીતશે અર્થાત્ રોગને મટાડશે—નિર્મૂલ કરશે. અન્યથા મોહને પ્રાપ્ત થશે. ૫૧.

# દૂતપરીક્ષા.

## શ્રેષ્ટ દૂતનાં લક્ષણ.

शुक्लंवासोवसानःशुचिरपिगौरःश्यामलोवासुरूपः ।
स्वज्ञातिर्वास्वगोत्रोधृतिमतियुक्तोऽलंकृतोमंगलाढ्यः ॥
पद्भ्यांवागोऽश्वयानैर्नृभिरपिदूतोप्यागतःस्विंगितश्च।
प्राज्ञेतुष्टःस्वतंत्रःचरवरउक्तःकार्यकर्त्ताविधिज्ञः॥५२॥

વૈદ્યને બોલાવવા માટે આવેલા દૂતે—મનુષ્યે, જો ધોળાં વસ્ત્રો પ્હેરેલાં હોય, પવિત્ર ગૌર વર્ણે છતાં સ્વરૂપવાન્ રોગીની જ્ઞાતીનો કિંવા સગોત્રી, ધૈર્યવાન્, બુદ્ધિમાન્, અલંકાર ધારણ કરેલા હોય, માંગલીક દ્રવ્યયુકત, ચાલીને કિંવા ગાડી, ઘોડે, પાલખી ઈત્યાદિક ઉપર બેશીને આવ્યો હોય, તેમ જ શુભ ચેષ્ટાવાન્, સંતુષ્ટ અને સ્વતંત્રતાવાળો હોય તો તે દૂત શ્રેષ્ટ છે. ૫૨.

स्वस्थंप्राङ्मुखमासीनंसमेदेशेशुचौशुचिं ।
उपसर्पतियोवैद्यंसचकार्यकरःस्मृतः ॥ ५३ ॥

પૂર્વે મુખ કરીને સ્વસ્થપણે શુદ્ધ ભૂમિ ઉપર બેઠેલા વૈદ્યને જો દૂત બોલાવવા આવે તો તે શ્રેષ્ટ છે. ૫૩.

गृहीत्वाफलपुष्पाद्यंद्रव्यंवाभिषजोऽग्रतः ।
नम्रीभूतोवदेद्वाक्यंसचकार्यकरःस्मृतः ॥५४॥

ફલ, પુષ્પ, કિંવા દ્રવ્ય ઈત્યાદિક હાથમાં લઈને વૈદ્ય સન્મુખ અતિનમ્ર પણે જે દૂત વાતચીત કરે તે દૂત શ્રેષ્ટ જાણવો. ૫૪.

स्विन्नांमध्यदिनेप्राप्तोज्वलनस्यसमीपतः ।
अभितप्तंप्रशस्तःस्याद्दूतःश्लेष्मामयेसति ॥
रक्तपित्तातिसारेषुप्रमेहेग्रहणीगदे ।
प्रशस्तोजलरोधेषुदूतोवैद्यमुपागतः ॥
कफरोगेप्रशस्तोयःसपित्तेचविगर्हितः ।
वातरोगेवरोदूतःसौम्येवहतिमारुते ॥५५॥

જે દૂતનું અંગ પરસેવાથી ભિંજાયું હોય, મધ્યાન્હકાલ પ્રાપ્ત થયો હોય અથવા અગ્નિ સમિપ બેઠેલા વૈદ્ય પાસે, કફથી પીડિત રોગીને જોવા માટે જે દૂત બોલાવવા આવે તે શ્રેષ્ટ છે. તેમ જ રક્તપિત્ત, અતિસાર, પ્રમેહ અને સંગ્રહણી રોગમાં પિડાતા રોગીને જોવા માટે બોલાવવા આવનાર, વળી જ્યાં જલનો અવરોધ છે તે ઠેકાણે બોલાવવા આવનાર પણ શ્રેષ્ટ છે. જે દૂત કફરોગમાં શ્રેષ્ટ તે પિત્તરોગમાં નિંદિત છે જે દૂત મંદ મંદ પવન વાતામાં આવે તે વાત રોગમાં શ્રેષ્ટ છે. ૫૫.

## કયે કયે વખતે આવેલો દૂત સારો ને નઠારો છે તેના પ્રકાર.

पित्तरोगेषुपूर्वाह्णेवातिकेष्वर्द्धरात्रके ।

**कफरोगेऽपराह्णेचप्राप्तोदूतोवरोमतः ॥**
**वतातंकेषुमध्याह्नेचापराह्णेसमोऽधमः ।**
**क्रमात्पित्तेपूर्वरात्रौनिशीथेचसमोऽधमः ॥**
**अपरात्रौचपूर्वाह्णेकफरोगेसमोऽधमः ।**
**एवंज्ञात्वाभिषग्गच्छेद्यशोर्थीरोगिणोगृहं ॥५६॥**

પિત્તરોગી તરફથી પૂર્વાહ્ણકાલે આવેલો દૂત, વાતરોગી તરફથી અર્ધરાત્રિયે આવેલો દૂત અને કફરોગી તરફથી અપરાહ્ણકાલે આવેલો દૂત શ્રેષ્ટ છે. વાતરોગી તરફથી મધ્યાન્હકાલે આવેલો દૂત સાધારણ છે, અપરાહ્ણકાલે આવેલો દૂત નીચ છે. પિત્તરોગી તરફથી પૂર્વરાત્રીયે આવેલો દૂત સાધારણ,ને અર્ધરાત્રિયે આવેલો નીચ છે. કફરોગી તરફથી *અપરાત્રિયે આવેલો સાધારણ અને પૂર્વાણ્હ્કાલે આવેલો દૂત નીચ છે એમ જાણવું. ૫૬.

## દૂતે બોલેલા વાકયના અક્ષરોને ગણીને સાધ્યાસાધ્ય જોવાની રીતિ.

**दूतमुखाक्षरसंख्यात्रिधाविभाज्यातच्छेषपश्येत् ।**
**विषमेषजीवतिम्रियतेरोगीसमेचशून्येच ॥ ५७ ॥**

જે દૂત વૈદ્ય પાસે આવીને જે વાક્ય બોલે તેના અક્ષર ગણીને તે અક્ષરને ત્રણે ભાગતાં—અર્થાત્ ભાગાકાર કરતાં

* રાત્રીનો ત્રિજો ભાગ.

વિષમ (બાકી) રૂહે તો રોગી સારો થશે, **અને જો સમ** કિંવા શૂન્ય રૂહેતો રોગીનો રોગ સારો થવો કઠિન. **૫૭.**

**દાખલો**—૨૫. ભાગ્યા ૩. તો ભાગાકાર કરતાં બાકી **એક** રૂહે તે ખોટું— અને ૨૪. ને ૩. ભાગતાં કંઈપણ શેષ રૂહેતું નથી માટે તે શ્રેષ્ઠ છે. ૫૭.

## રોગી એક પ્રહર પણ ક્યારે ન જીવે?

**एकश्चेदसकृद्ब्रुयाच्चलशीघ्रंचिकित्सक ।**
**यामादूर्द्धंतदामृत्युंजानीयाद्रोगिणोभिषक् ॥ ५८ ॥**

જે, રોગી તરફથી વૈદ્યને બોલાવવા જે દૂત આવે, તે, વૈદ્યને (ઉતાવળથી) "ચાલો, ચાલો" એમ એ રૂહે તો તે રોગી એક પ્રહર પણ જીવવો મુસ્કેલ છે. ૫૮.

## કેવા દૂત સાથે જવું અને કેવા દૂત સાથે ન જવું?

**एकश्चेदागतोदूतोवंशयष्टिकरस्तदा ।**
**दिवसेसप्तमेमृत्युंजानीयात्तस्यरोगिणः ॥**
**बालावृद्धाःस्त्रियःषंढाश्चत्वारोद्वौत्रयश्चवा ।**
**दुष्टवाक्यप्रवक्तारोरक्षोऽग्नियमदिक्स्थिताः ॥**
**शस्त्रास्त्रधारिणोभस्मपाषाणास्थिकरास्तथा ।**
**रुजार्ताबधिरादीनाःकुचैलाःक्षुत्तृषार्दिताः ॥**
**श्रांताहीनाधिकांगाश्चभ्रांताविकृतलोचनाः ।**

**खरोष्ट्रमहिषारूढाःप्लुतगद्गदवाचिनः ॥**
**नग्नाःपाषंडिनोभग्नाआर्द्रांगास्तृणखंडिनः ।**
**दूताहिगर्हिताएतेनैतैर्वैद्योव्रजेत्सह ॥ ५९ ॥**

જે દૂત વૈદ્યને તેડવા આવે તેના હાથમાં જો, વાંસની સોટી–લાકડી હોય તો તે રોગી સાતમે દિવસે મરશે એમ જાણવું. બાલક, વૃદ્ધ, સ્ત્રી, નપુંસક કિંવા વૈદ્યને તેડવા–બોલાવવા ચાર, બે, ત્રણ ઈત્યાદિ દૂત આવે તો, અથવા દૂત દુષ્ટ વાક્ય બોલે, અને તે નૈઋત્ય, આગ્નેય–અને દક્ષિણ *દિશા સ્થિત હોય, અથવા શસ્ત્ર, અસ્ત્ર, ભસ્મ અને પાષાણ હાથમાં હોય, અથવા રોગી તરફનો દૂત, ‡સ્વયં રોગી હોય, બ્હેરો, દીન, કુવસ્ત્રયુક્ત, ક્ષુધા અને તૃષાથી પીડિત, શ્રમિત, હીનાંગ કિંવા અધિકાંગવાળો, ભ્રમિષ્ટ, નેત્રવિકારી; †બાલેય, ઊંટ, ભેંશ ઉપર બેઠેલો હોય કિંવા ગદગદિત સ્વરથી સ્પષ્ટ બોલતો ન હોય, નાગો, પાષંડી, ભગ્ન, આર્દ્રાંગી, હાતથી તૃણ તોડનાર એવો જો રોગી તરફથી દૂત આવે તો તેની સાથે વૈદે જવું નહીં કારણ કે તે નિંદિત છે. ૫૯.

**नखद्विजोर्ध्वांगविघर्षकाये ।**
**घ्राणस्पृशोभूमिविलेखकाश्च ॥**
**सक्ष्यासिनःपाणिविमर्दकाश्च ।**

---

* ઉભો હોય. ‡ જાતે જ રોગી હોય. † ગધેડું.

नखच्छिदश्चासितवाससश्च ॥
चर्मादिहस्ताःपरिषेककाले ।
निशिप्रियेभोजनकालएव ॥
याम्यांदिशिप्रेयसिपृष्ठभागे ।
चात्युच्चदेशोभिषजःस्थिताश्च ॥
पक्कंत्वसारंहिफलंगृहीत्वा ।
येवैद्यगेहेमनुजाःप्रयांति ॥
नतैःसजूर्वैद्यवरःप्रगच्छे ।
द्यशःप्रहानिर्भविताहि[illegible]त्र ॥
सव्येऽपसव्येपृष्ठेऽग्रभागे ।
दूतोयदातिष्टतिलोलदृष्टे ॥
कांतेतदारुक्(?)पंचत्वकष्ट ।
मायुष्यमेवंक्रमतोव्यवस्येत् ॥ ६० ॥

નખ, દાંત અને ઉર્ધ્વાગ ખજવાળનાર, નાકને, સ્પર્શ કરનાર, ભૂમી ઉપર હાતથી અથવા પગ ઈત્યાદિકથી રેખા લીટીઓ કાઢનાર, સંન્યાસી, હાથ ચોળનાર, નખ તોડનાર, કાળા વસ્ત્ર ધારણ કરનાર, સ્નાનકાલે—ભોજન સમયે આવનાર, વૈદ્યની જમણી બાજુએ, કિંવા પૃષ્ટ ભાગે, કિંવા વૈદ્યથી અતિ ઊંચે* બેસનાર, અને પક્વ છતાં જેમાં

* અર્થાત્ વૈદ્યની પાસે જે દૂત જાય તે વૈદ્યના સ્થાનમાં જો કોઈ ઊંચે ઠેકાણે બેસીને રોગીને માટે પૂછપરછ કરે તેને જ આ ઠેકાણે ઊંચી જગા ગણવી બીજી નહીં. ભા૦ ક૦

સાર–તત્વ–મિઠાસ નથી એવું ફૂલ હાથમાં રાખી વૈદ્યને તેડવા આવનાર વિગરે પ્રકારના દૂત સાથે (ચતુર) વૈદ્યે જવું નહીં, કારણ કે તેની સાથે જવાથી યશ મળનાર નથી—જે દૂત વૈદ્યને બોલાવવા આવે તે જો વૈદ્યની ડાબી બાજુએ ઉભો રહે તો (રોગીનો) રોગ કઠિન છે એમ જાણવું. જમણી બાજુએ ઉભો રહિને રોગી માટે કંઈ પૂછપરછ કરે તો રોગીનું મૃત્યુ છે એમ જાણવું. જો તે દૂત વૈદ્યને પૂંઠે ઉભો રહિ રોગી માટે પૂછે તો રોગીનું કષ્ટસાધ્ય છે એમ જાણવું તેમ જ જો સન્મુખ આવી પૂછપરછ કરે તો સુખસાધ્ય છે એમ જાણવું. ૬૦.

## કેવા સમયમાં દૂતે વૈદ્યને તેડવા ન જવું?

यमदिशाभिमुखंलशुचौभुवि।
ज्वलनप्रज्वलनेपचनोस्थतं॥
यउपसर्पतिवैद्यमयोप्रिये ।
तमिहदूतमवेहियमानुगं ॥
नग्नंभूमौशयानंवावेगोत्सर्गेषुचोद्यतं ।
प्रकीर्णकेशमभ्यक्तंस्विन्नंविक्लवमेवच ॥
कुर्वंतंपैतृकंदैवंकार्यंचोत्पातदर्शने ।
मध्याह्नेचनिशीथेचसंध्ययोःकृतिकर्क्षके ॥
आर्द्राश्लेषामघामूलात्रिपूर्वाभरणीषुच ।

चतुर्थ्यांचनवम्यांचषष्ठ्यांसंधिदिनेषुच ॥
कुर्वंतंवनितासंगंक्रूरेकर्मणिवोद्यतं ।
येवैद्यमुपसर्पंतिदूतास्तेचापिगर्हिताः ॥ ६१ ॥

જે વૈદ્ય અપવિત્ર ભૂમી ઉપર દક્ષિણાભિ મુખ કરી બેઠો હોય તે પ્રસંગે, અગ્નિ સળગાવતો હોય તે પ્રસંગે, સ્વયંપાક-રાંધતો હોય તેવે પ્રસંગે, જો કોઈ દૂત આવે તો તેને યમનો દૂત છે એમ જાણવું-અર્થાત્ તે નિંદિત છે. વળી તેમ જ જો વૈદ્યે નગ્ન ભૂમિપર શયન કર્યું હોય, મલમૂત્ર કરવા માટે (વૈદ્ય) પ્રવૃત્ત થયો હોય, જે વૈદ્યે (માથાના) કેશ છૂટા મુક્યા હોય જે વૈદ્યે (શરીરમાં) તૈલમર્દન કર્યું હોય, જે વૈદ્યને પરશેવો થયા છતાં વ્યાકુલ થયો હોય, પૈતૃક અથવા દેવકર્મ કરવા વૈદ્ય બેઠો હોય તે વખતે, અથવા દૈવી ઉત્પાત ચાલુ છતાં મધ્યાન્હકાલે, મધ્યરાત્રે, સંધ્યાકાલે કૃતિકા, આર્દ્રા, આસ્લેષા, મઘા, મૂલ, ત્રિપૂર્વા, ભરણી વિગેરે નક્ષત્રો હોય તે વેળા, કિંવા ચતુર્થિ, નવમી, ષષ્ટી, અમાવાષ્યા, પૌર્ણિમા ઈત્યાદિક તિથિ હોય તે દિવસે, અથવા વૈદ્ય સ્ત્રીસંગ કરતો હોય તે વખતે, કિંવા ક્રૂર કર્મ કરવા પ્રવૃત્ત થયો હોય તે વખતે જો કોઈ દૂત-મનુષ્ય (વૈદ્યને) બોલાવવા-તેડવા આવે તો તે નિંદિત છે એમ જાણવું. ૬૧.

## દૂતના બોલવાપરથી, તેના લુગડાંપરથી, તેમ જ બીજા ચિન્હોપરથી રોગી જીવશે કે નહિ તે જાણવાની રિતિ.

दूतोरक्तकषायकृष्णवसनोदंडीजटीमुंडित ।
स्तैलाभ्यक्तवपुर्भयंकरवचोदीनोश्रुपूर्णेक्षणः ॥
भस्मांगारकपालपाशमुशलासूर्येऽस्तगेव्याकुलो ।
यःशून्यस्वरसंस्थितोगदवतोदूतःसकालानलः।६२।

જેણે રાતાં, ભગવાં કિંવા કાળાંવસ્ત્ર ધારણ કર્યા હોય, દંડ કિંવા જટા ધારણ કરી હોય, મુંડન કરાવ્યુ હોય, તેલ મર્દન કર્યુ હોય, ભયંકર ભાષણ કરનારો, દાન, આંસુથી જેનાં નેત્ર ભરાઈ ગયાં હોય, ભસ્મ, અગ્નિ, ખપ્પર કપાલ પાશ, મૂશલ ઈત્યાદિ જેણે હાથમાં ધર્યા હોય, સૂર્યાસ્ત સમયે આવેલો, વ્યાકુલ કિંવા વૈદ્યના શૂન્ય સ્વરથી ઉભો રહેલો દૂત જો વૈદ્યને બોલાવવા આવે તો કેવલ રોગીનો કાલ આવ્યો છે એમ જાણવું. ૬૨.

वैद्यंसंभाष्यमाणोंगंकुड्यमास्तरणंतुवा ।
प्रमृज्याद्वाधुनोत्येवकरौपृष्टंशिरःस्वकं ॥
हस्तमाकृष्यवैद्यस्यन्यसंच्छिरसिवारोसि ।
नसजीवतिवावैद्यंविनिंदेदोषधंतुवा ॥ ६३ ॥

જે રોગી વૈદ્યની સાથે સમ્ભાષણ કરતી વખતે, પોતાન

ના અંગ ઉપર ભીંત ઉપર અથવા, પોતાના આસન ઉ-
પર હાથ ફેરવે, તાલી પાડે, અથવા માથું ધુણાવે અથવા
વૈદ્યનો હાથ ખેંચી પોતાના માથા ઉપર કિંવા હૃદય ઉપર
ધરે, અથવા વૈદ્યની કિંવા ઔષધની નિંદા કરે, તો તે રો-
ગી ન જીવે એમ જાણવું. ૬૩.

### શુકન પરીક્ષા–શુભ શુકન.

गोवृषौसितौशुभौचविप्रवारणौनृपः ।
पुष्पमश्वचाषहंसबर्हिरत्नमोदकाः॥
छत्रमत्स्यमांसनीरपूर्णकुंभरोचनाः।
कन्यकास्वलंकृतावरांगनावरामता ॥
वेणुशंखमेघवेददुंदुभीरथस्वनाः ।
स्तोत्रपाठउच्छ्रितंध्वजंज्वलद्विभावसुः ॥
जातरूपमक्षताःसुपुत्रसंयुतावधूः ।
गौःसवत्सकाप्रयाणइत्ययंगणोवरः ॥
दध्यामंफलमेहीतिवाचोऽग्रेयाहिपृष्टतः ।
वामेवादक्षिणेवाचःसौम्याःसौम्यफलप्रदाः ॥
सिंहगोवृषनादाश्वहेषितंगजबृंहितं ।
शुभंहंसरुतंप्रोक्तंघूकशब्दंतुवामतः ॥
पुनामानःखगावामेस्त्रीसंज्ञादक्षिणेशुभाः ।

यानंदक्षिणतोवामेप्रशस्तंश्वशृगालयोः ॥
मृदुःशीतोऽनुकुलश्चसुगंधिःपवनःशुभः ।
ग्रंथ्यर्बुदादिषुप्राज्ञैश्छेदशब्दःसुपूजितः ॥
विद्रध्युदरगुल्मेषुभेदशब्दस्तथैवच ।
रक्तपित्तातिसारेषुरूद्धशब्दोवरोमतः ॥ ६४ ॥

ધોળી ગાય કિંવા, બળદ, બ્રાહ્મણ, હસ્થિ–હાથી, રાજા, પુષ્પ, ઘોડા, નીલકંઠ પક્ષી–ચાસ, હંસ, મોર, રત્ન, મોદક–લાડૂ, છત્ર, મત્સ્ય, માંસ, પાણીથી ભરેલી ગાગર, ગોરોચન, અલંકારયુક્ત કન્યા કિંવા સૌભાગ્યવતી સ્ત્રી, તેમ જ વેણું, શંખ, મેઘ, વેદ, નગારૂં, રથનો અવાજ, સ્તોત્ર પાઠની ધ્વનિ, ઉભી ફરકતી ધ્વજા, પ્રદિપ્ત અગ્નિ, સુવર્ણ, અક્ષત–ડાંગર, પુત્ર સહિત સ્ત્રી, અને સવત્સા ગાય—એટલે વાછડાં સહિત ગાય, રોગીના ઘર તરફ જતાં વૈદ્યને સામા મળે તો તે શ્રેષ્ટ (શુકન) છે એમ જાણવું. દહીં, (કાચું) ફલ, "આગળ આવો" એવા શબ્દો સન્મુખથી, અને "જાઓ" એવા શબ્દો પાછળથી, ડાબા કિંવા જમણે પાસે શુભ ભાષણ પણ શુભ છે. તેમ જ સિંહ, ગાય, બળદ, અશ્વ, ગજ–હાથી, હંશ અને ઘૂવડ એટલાંના શબ્દો જો ડાબી બાજૂએ થાય તો તે શ્રેષ્ટ છે. પુલ્લિંગ વાચક પક્ષી ડાબે પાસે અને સ્ત્રી લિંગ વાચક પક્ષી જમણે પાસે–બાજૂએ સારાં જાણવાં, કુતરાં અને શિયાળવાં જમણેથી ડાબે ઉતરે તો શ્રેષ્ટ જાણવું. મંદ, શિતલ, તે-

મજ અનુકૂલ અને સુગંધીયુક્ત વાયૂ ઉત્તમ જાણવો. ગ્રન્થિ, અર્બુદ, ઇત્યાદિ રોગની ચિકિત્સા કરવા જતાં "છેદ" એવી જો ધ્વનિ થાય તો તે સારી જાણવી. વિદ્રધિ, ઉદર, અને ગુલ્મ રોગની ચિકિત્સા માટે જતાં "ભેદ" શબ્દધ્વનિ થાય તો તે ઉત્તમ જાણવી, તેમજ રકતપિત્ત અને અતિસાર માટે "રૂદ્ધ"—પ્રતિબંધ કરો એવો શબ્દધ્વનિ ઉત્તમ જાણવો. ૬૪.

### અશુભ શુકન પરીક્ષા.

एहीतिपृष्टतोयाहीत्यग्रतोनशुभप्रदः ।
कुतायासीतिनोयाहिसर्वतश्चनशस्यते ॥
शशमार्जारनकुलचाषाहिगृध्रकौशिकैः ।
मार्गच्छेदंनशंसंतिगोधासरटवानरैः ॥
दर्शनंचरुतेशस्तंगोधाकृकलासयोः ।
तथैवाक्रुष्टहाकष्टमाक्रंदरुदितःस्वनाः ॥
छर्दिवातपुरीषाणांशब्दोवैगर्दभोष्ट्रयोः ।
प्रतिषिद्धस्तताभग्नक्षुतोस्खलितमाहतं ॥
दौर्मनस्यंचवैद्यस्ययात्रायांनप्रशस्यते ।
निर्गच्छेद्रोगिणोद्वारान्मंगलंतदमंगलं ॥
नग्नोबालेतरोमुंडीशंढकोमलिनांबरः ।

काषायवसनोभग्नोव्यंगोभूतिधरोजटी ॥
तैलकृत्स्वर्णकारश्वरोगार्त्तोमद्यविह्वलः ।
केशभस्मास्थिकाष्ठाश्मतुषकार्पासकंटकाः ॥
खट्वोर्ध्वपादापिण्याकंवसातैलंतृणंतिलाः ।
प्रयाणेवाप्रवेशेवानोशस्तादर्शनंगताः ॥
नशुभंतस्यवैद्योवागृहेयस्यनपूजितः ।
शकुनानिमयाकांतेप्रोक्तानीतिविधारय ।६९

ચિકિત્સ કરવા નિકળેલા વૈદ્યની આગળ "જાઓ" કિં-વા તે (વૈદ્ય)ની પાછળ "આવો" તેમ જ 'ક્યાં જાવછો,' 'ન જશો' એવા જો શબ્દ થાય તો તે અશુભ જાણવા. સ-સલું, બિલાડી, નોળિયું, નીલકંઠ પક્ષી, સર્પ, ગીધ, ઘુવડ, ઘો, કાચંડો, અને વાનર, એટલા આડે ઉતરે તો અશુભ જાણવું. ઘો અને કાચંડાનું દર્શન અને શબ્દ પણ અશુભ જેમ કેઃ— હાય! હાય!! અરે બાપરે!! વિગેરે નિંદિત છે. ઓકારી, અધોવાયૂ,—વાસ્ફૂટ, શૌચવધિ વખતે જે શબ્દ બોલાયછે તે, ગર્ધવ, ઊંટ એમના શબ્દ, કોઈ પણ પદાર્થ ફુટતાની સાથે થતો શબ્દ, છીંક કિંવા પકડવાનો (કોઇ પણ વસ્તુ) શબ્દ કિંવા કાંઇ મારવાનો શબ્દ તે નિંદિત છે. રોગીના ઘર તરફ જતી વખતે વૈદ્યનું મન પ્રસન્ન ન હોય તો તે પણ અશુભ. રોગીના ઘર આગળ ગયા પછી ત્યાં કાંઈ મંગલ માલમ પડે તો તે અમંગલ

જાણવું. નગ્ન, મુંડન કરાવેલું હોય, ષંઢ નપુષક, મલિન વસ્ત્ર ધારણ કરનાર, કાળાં વસ્ત્ર ધારણ કરનાર, ભગ્ન, વ્યંગ થયેલો, ભસ્મ ધારણ કરનાર, જટાધારી, તેલી, તૈલ વેચનાર, સોની, રોગી, મદ્યપાન કરેલો, કેશ, ભસ્મ, અસ્થિ, કાષ્ટ, પત્થર, તુષ– *ભૂસી, કપાસ, કાંટાં, ઉલટો ખાટલો, તિલનો ખોળ, ચરબી, તૈલ, ઘાસ—ચારો તિલ એ વિગેરે પદાર્થો રોગીના ઘર તરફ જવા નિકળ્યા પછી અથવા રોગીના ઘરમાં પેસતાં સામા મળે તો તે નિંદિત છે. રોગીને ઘેર ગયા પછી ત્યાં જો વૈદ્યનો સત્કાર ન થાય તો તે પણ અશુભ છે. ૬૫.

## સ્વપ્ન પરીક્ષા.

### શુભ સ્વપ્ન પરીક્ષા.

दंवताप्रतिमाविप्राज्जीवतःसुहृदोनृपान् ।
यःपश्येद्वृषभानगाश्चस्वप्नेस्वच्छंजलंपलं ॥
समिद्धमग्निमत्स्यांश्चस्रजःश्वेताःफलानिच।
वसांसिधनमाप्नोतिरोगीचेन्नीरुजोभवेत् ॥६६॥

દેવની પ્રતિમાં, બ્રાહ્મણ, જીવત, સુહૃદ, રાજા, બળદ, ગાય, સ્વચ્છ જલ, માંસ, પ્રજ્વલિત અગ્નિ, મત્સ્ય, શુભ પુષ્પની માલા, ફલ અને વસ્ત્ર એટલાં જો સ્વપ્નામાં જોવામાં આવે તો, ધન લાભ થાય છે, અને જો રોગીને સ્વપ્નામાં જોવામાં આવે તો તેનો રોગ મટે છે. ૬૬.

---

* ભૂસી—બાજરિયો ઉપર આવે છે તે.

विट्प्रदिग्धंशरीरंयोजनःपश्येत्स्वकीयकं ।
पिवेत्क्षीरंपलंभक्ष्येदामंरोदितिसस्वरं ॥
प्रासादान्सफलान्वृक्षानारोहेद्गजपर्वतान्
सतरेत्तटिनीसिंधून्क्षुभितानकलुषोदकान्
उरगोवाजलौकोवाभ्रमरोवापियंदशेत्
सस्वस्थःप्राप्नुयाद्वित्तंरोगीमुच्येतरोगतः ६७

જે પોતાના શરીરને સ્વપ્નામાં વિષ્ટાથી લિપ્ત જુવે અથવા સ્વપ્નામાં દૂધ, કિંવા કાચું માંસ ભક્ષણ કરે, કિંવા મોઢેથી રડે, મેહેલ ઉપર, ફલયુક્ત વૃક્ષ ઉપર, હાથી અથવા પર્વત ઉપર સ્વપ્નામાં ચડે તો કિંવા નદી, ક્ષુબ્ધ થયેલો સમુદ્ર તરે, કિંવા જેને સર્પ, જલજંતુ અથવા ભ્રમર કરડે તો તે જો, નિરોગી હોય તો તેને દ્રવ્ય પ્રાપ્તી થાય, ને જો રોગી હોય તો નિરોગી થાય ૬૭.

## અસુભ સ્વપ્ન પરીક્ષા.

अतोऽनिष्टप्रदान्वक्ष्येस्वप्नान्ध्यायन्हरिंप्रभुं।
व्याधितःपश्यमानोयःसुहृद्भिःसुजनैरपि ॥
स्नेहाभ्यक्तशरीरःसन्करभव्यालगर्दभैः ।
वाराहैर्महिषैर्वापिदक्षिणायांदिशिव्रजेत् ॥
रक्तांबरधराकृष्णाहसंतीमुक्तमुर्द्धजा ।

यंवाकर्षतिवध्वास्त्रीनृत्यंतीदक्षिणांदिशं ॥
अंत्यावसायिभिर्योवाकृष्यतेदक्षिणामुखः ।
परिस्वजेरन्यंवापिप्रेत्ताःप्रव्राजकास्तथा ॥
मुर्द्धन्याघ्रायतेयस्क्रश्वापदैर्विकृताननैः ।
पिबेन्मधुचतैलंचयोवापंकेवसीदति ॥
पंकप्रादग्धगात्रोवाप्रनृत्येत्प्रहसेतथा ।
निरंबरश्चयोरक्तांधारयोच्छिरसिस्त्रजं ॥
सस्वस्थोलभतेव्याधिंरोगीमृत्युमवाप्नुयात् ॥६८॥

હવે હરિનું સ્મરણ કરીને અશુભ સ્વપ્ન કહિયે છિયેઃ– સ્વપ્નામાં જો પોતાને કાંઈ વ્યાધી થયા છતાં પોતાનો મિત્ર જોઈ રહ્યો છે એવું જો જોવામાં આવે તો, કિંવા અંગને તૈલાદિક લગાડીને હાથીના બચ્ચા ઉપર, ગધેડા ઉપર, ડુક્કર ઉપર, કિંવા ભેંશ ઉપર બેશી દક્ષિણ દિશા તરફ જઈએ છિયે એમ જો જણાય તો, કાળી સ્ત્રી રાતાં લુગડાં પેહેરીને અને માથાના વાળ છુટા મુકીને આપણને બાંધી નૃત્ય કરતાં કરતાં દક્ષિણ દિશા તરફ લઈ જાય છે એવું જો જોવામાં આવે તો, કિંવા આપણને ચાંડાલો પકડીને દક્ષિણ દિશા તરફ લઈ જાય છે એવું જો જોવામાં આવે તો, અથવા આપણને મરેલો મનુષ્ય કિંવા

સન્યાસી આવીને આલિંગન આપે છે એવું જો માલમ પડે તો, કિંવા પંચનખી શ્વાપદો ( કુતાં, વાઘ. ઈ. ) તેમના પોતાના ભયંકર મુખવડે કરીને આપણું મુસ્તક સુંધી જુવે તો, કિંવા મધ અથવા તૈલ પ્રાશન કરે તો અથવા કિચ્ચડમાં ડુબે તો—કિચ્ચડ આખે શરીરે લગાડી નૃત્ય કર્યા જેવું સ્વપ્ન આવે તો, અથવા હસે તો, કિંવા પોતે નગ્ન થઈ માથા ઉપર લાલ પુષ્પની માલા ધારણ કરેલી જુએ તો, જો, તે જોનાર નિરોગી હોય તો રોગી થાય ને જો રોગી હોય તો મૃત્યુને પામે. ૬૮.

यस्यवंशोनलोवापितालोवोरसिजायते ।
यंवाप्मत्स्योग्रसेद्योवाजननींप्रविशेदपि ॥
पर्वताग्रात्पतेद्योवाश्वभ्रेवातमसावृते ।
ह्रियतेस्त्रोतसावापितथामौढ्यवाप्नुयात् ॥
पराजीयेतवध्येतकाकाद्यैर्वाऽभिभूयते ।
यस्यच्छर्दिर्विरेकोवास्याद्दंताःप्रपतंतिवा ॥
यःपश्येद्देवतानांवाप्रकंपमवनेस्तथा ।
पतनंतारकादीनांप्रणाशंदीपचक्षुषोः ।
शाल्मलींकिंशुकंयूपंवल्मीकपारिभद्रकं ॥
पुष्पितंकोविदारंवाचितांवायोऽधिरोहति।
कार्पासतैलपिण्याकलोहानिलवणंतिलान् ॥

लभेताश्नीतवापक्कमन्नंयश्चपिबेत्सुरां ।
स्वस्थश्चेत्प्राप्नुयाद्व्याधिमार्त्तोमृत्युमवाप्नुयात् ।६९।

સ્વપ્નમાં જે મનુષ્ય પોતાની છાતી ઉપર વાંસ, નલ વૃક્ષ, તાડ વૃક્ષ, ઉત્પન્ન થયેલું જુવે, અથવા પોતાને મત્સ્યથી ગળતાં જુવે, કિંવા જનની સાથે વિષય ભોગ કરતાં જુવે, કિંવા પર્વતની ટોચથી પડતાં જુવે, અથવા પૃથિવી ઉપરના અંધારા ખાડામાં પડતાં જુવે, અથવા પાણીના પ્રવાહમાં તણાતાં જુવે, કિંવા પોતે મૂર્ખ થયો છે એમ જુવે, કિંવા શત્રુથી પરાભવ થયો જુવે અગર તેમનાથી બંધાએલો જુવે કિંવા કાગડા વિગેરે ભય દેખાડે છે એવું જુવે, કિંવા વાંતિ, જુલાબ થતાં જુવે, દાંત પડે છે એવું જુવે, કિંવા દેવતા અથવા પૃથિવી કાંપે છે એવું જુવે, કિંવા નક્ષત્ર પડતા જુવે, દીપ અને નેત્રના નાશને જુવે, કિંવા શિમળો, પાલાસ, યૂપ (યજ્ઞસ્તંભ), કીડિયારૂં, કડવો લીંબડો, પુષ્પિત, કાંચન, ચિતા એટલાં ઉપર ચઢતાં જુવે, અથવા કપાસ, તેલ, ખોળ, લોખંડ, મીઠું તિલ, એટલાં જો પ્રાપ્ત થાય તો, અથવા અન્ન મળે, અથવા તેનું ભક્ષણ કરે, કિંવા શુરા પ્રાશન કરે વિગેરે સ્વપ્નામાં જોનાર મનુષ્ય નિરોગી હોય તો પણ રોગને પામે, ને રોગી હોય તો મૃત્યુને પામે. ૬૯

शुनांसख्यंज्वरीशोषीकापिसख्यमवाप्नुयात् ।
उन्मादीचाप्यपस्मारीक्रमाद्राक्षसप्रेतयोः ॥

**मेहातिसारिणौतोयंकुष्टीस्नेहगणंपिवेत् ।**
**शष्कुलींछर्दिमान्भक्ष्येध्दारिद्रंपांडुरोगवान् ॥**
**गुल्मेषुस्थावरोत्पतिःकोष्ठेमूर्द्धिशिरोरुजि ।**
**सतिश्वासेपिपासायांगच्छेदध्वानमेवच ॥**
**रक्तपित्तीपिबेद्यश्चशोणितंसाविनश्यति ॥७०॥**

સ્વપ્નમાં જ્વર વાળાને કુતરા સાથે મિત્રતા હોય, રાજ્યક્ષમાવાળાને વાંદરાથી, ઉન્માદ રોગીને રાક્ષસથી, અપસ્માર રોગીને પ્રેતથી મિત્રતા હોય તો તે મરે. પ્રમેહ અને અતિસારવાળો રોગી જો સ્વપ્નામાં, પાણી, કુષ્ટિ, તૈલ, ધૃત ઈત્યાદિ પિયે, વાંતી રોગી પૂરી ખાય, પાંડુ રોગી પીળો પદાર્થ ભક્ષણ કરે, ગુલ્મ રોગી પોતાના પેટમાં વૃક્ષ કિંવા પર્વત જુવે, શિરો રોગી પોતાના માથા ઉપર ઝાડ કિંવા પર્વત જુવે, શ્વાસ કિંવા નીષા રોગી પોતાને, રસ્તે હીંડતાં જુવે અને રક્તપિત્ત રોગી રક્ત પ્રાશન કરતાં જુવે તો તેનો નાશ થાય. ૭૦.

## દુષ્ટ સ્વપ્ન પરિહાર વિધિ.

**स्वप्नानेवंविधान्दृष्ट्वाप्रातरुत्थाययत्नवान् ।**
**दद्यान्माषांस्तिलाँल्लोहंविप्रेभ्यःकांचनादिकं ॥**
**गायत्रींवाजपेन्मंत्रान्श्रीपतेःशंकरस्यवा ।**

**गजेंद्रमोक्षणंवापिप्रपठेच्छ्णुयात्तुवा ॥**
**यथाप्रकृतिकाःस्वप्नाविस्मृताविहताश्चये ।**
**चिंतिताश्चदिवादृष्टाभवंत्यफलदास्तते ॥७१॥**

ઉપર કહેલાં દુષ્ટ સ્વપ્નો જો જોવામાં આવે તો, પ્રાતઃકાલે ઉઠી સ્નાન કરી અડદ, તિલ, લોહ અને સુવર્ણાદિક દ્રવ્ય બ્રાહ્મણને આપી ગાયત્રી અથવા વિષ્ણુના મંત્ર કિંવા શિવના મંત્ર જપવા, અથવા **ગજેન્દ્રમોક્ષનો** પાઠ કરવો, જો પાઠ ન આવડતો હોય તો કોઇની પાસે સાંભળવાથી પણ દોષ નિવારણ થાયછે, પરંતુ જો સ્વપ્ન પોતાની પ્રકૃતિને સમાન હોય અથવા જોઇને તે ભુલી જાય, કિંવા તે દુઃસ્વપ્ન ઉપર બિજા શુભ સ્વપ્ન જોવામાં આવે, અથવા ચિંતવન કરતાં દેખે, અથવા દિવસે સ્વપ્ન દેખે તો કંઇપણ સુભાશુભ ફલ નથી. ૭૧.

## શબ્દ પરીક્ષા.

**कफाद्गंभीरशब्दःस्यात्स्फुटवक्ताचपित्ततः ।**
**वातान्मध्यस्वरश्चैवंजानीयाद्भिषगुत्तमः ॥७२॥**

કફરોગીનો શબ્દ ગંભીર, પિત્તરોગીનો સ્પષ્ટ અને સ્વચ્છ; અને વાતરોગીનો શબ્દ મધ્યમ હોય છે. ૧.

## સ્પર્શ પરીક્ષા.

वाताच्छीतःकफाच्चार्द्रःशीतलश्चनरोभवेत् ।
पित्तादुष्णोरुजार्त्तश्चज्ञायतेस्पर्शतस्त्विति ॥७३॥

વાત રોગીનું અંગ શીતલ, કફરોગીનું અંગ ચીકણું અને શીતલ હોમછે, અને પિત્તરોગીનું અંગ ઉનું હોયછે. ૭૩.

## વર્ણ પરીક્ષા.

वातेनरुक्षगात्रःस्याच्छ्यावःपिंगश्चवाभवेत् ।
पित्तेनपीतगात्रःस्यात्तैलाभ्यक्तइवापिच ॥
कफात्स्निग्धश्चशुक्लश्चवर्णतश्चाविनिश्चयेत् ॥७४॥

વાતરોગીનું અંગ રૂક્ષ છતાં કાળું અથવા ળું અથવા પીળાશ પડતું હોય છે, પિત્ત રોગીનું અંગ પીળું અથવા તેલ માફક હોય છે અને કફરોગીનું અંગ સ્નિગ્ધ છતાં શુક્લ વર્ણવાળું હોયછે. ૭૪.

## જુદી જુદી નાડીના સ્વામી જુદા છે.

वातिकायाःपतिब्रह्मापैत्तिकायास्त्रिलोचनः ।
श्लैष्मिकायाःपतिर्विष्णुर्वदंतीतीमुनीश्वराः॥
नाडीस्थानानिविद्धित्वमनुभूतानिमेकिल ।
पित्तवातकफानांहिक्रमादंगुष्टमुलतः ॥७५॥

વાયૂ નાડીના સ્વામી બ્રહ્મદેવ; પિત્ત નાડીના સ્વામી શિવ અને કફની નાડીના સ્વામી વિષ્ણુ છે. હવે સ્થાન કહિયે છિયેઃ—હાથના અંગુષ્ટ મૂલથી પ્રથમ પિત્તસ્થાન, મધ્યમાં વાયૂસ્થાન અને અંતમાં કફસ્થાન છે. ૭૫

## સનત્કુમાર અને પારાશરે કહેલા નાડીની ગતીના પ્રકાર.

**वाताधिकावहेन्मध्येत्वग्रेवहतिपित्तला ।**
**अंतेश्लेष्मवतीज्ञेयामिश्रितेमिश्रिताभवेत् ॥७६॥**

વાતાધિક નાડી મધ્યમાં-વચમાં, પિત્તાધિક આદિમાં, કફાધિક છેવટમાં અને દ્વિદોષ કિંવા ત્રિદોષ મિશ્રિત નાડી મિશ્રિત ચાલેછે. ૭૬

## તેનાં કારણ.

**पित्तंपंगुकफःपंगुःपंगवोमलधातवः।**
**वायुनायत्रनीयंतेतत्रकर्षंतिमेघवत् ॥**
**अतोमध्यगतोवायुःपित्तंप्रेरयतिद्रुतं ।**
**स्वाग्रगंकर्षतेनाड्यांमंदंचस्वानुगकफं ॥**
**यथाझंझामरुद्भूमौस्वग्रगंप्रेरयेतृणं ।**

**कर्षयेच्चानुगंवक्रःशीघ्रमंदगतिंक्रमात् ॥**
**अतोग्रगस्यपित्तस्यज्ञायतेचपलागतिः ।**
**वक्राचमरुतोमध्येचांतेमंदाकफस्यहि ॥७७॥**

અહીં એમણે કંઈ કારણો કહ્યાં છે જેમ કેઃ—પિત્ત, કફ, મલ અને ધાતુ, સર્વ પાંગળાં છે, તેથી વાદળાંને વાયૂ જેમ લઈ જાયછે તેમ તે તરફ તે જાયછે, તે પ્રમાણે તેને વાયૂ જે ઠેકાણે લઈ જાય તે ઠેકાણે તે જાયછે, તેથી વાયૂ નાડીના મધ્ય ભાગમાં રૂહિને આગળ પિત્તને શિઘ્રગતીથી ચલવેછે, જેમકેઃ—પૃથિવી ઉપર અતિ પ્રબલ વાયૂ (તોફા-ની વાયરો ) આગળનાં તૃણને ઝપાટાબંધ ઉરાડે છે ને પા-છળનાને મંદગતીમાં ચલાવે છે તેમજ તે આપણામાં રૂહિને વક્ર ગતીથી ચાલેછે. તે જ પ્રમાણે નાડીના અગ્રભાગમાં સ્થિત થયેલા પિત્તની ગતી ચંચલ હોય છે. મધ્યસ્થિત વાયૂની ગતી વાંકી હોયછે અને અંતભાગ સ્થિત કફની ગતી મંદ હોય છે. ૭૭.

## પારાશરના વાક્યની મહુત્તા.

**आयुर्वेदेधर्मशास्त्रेज्योतिःशास्त्रेचपंडिताः ।**
**कलौपाराशरंवाक्यंश्रेष्ठमाहुर्हिसर्वतः ॥**

**तत्समंस्तुमतंतस्यनाडीज्ञानेयतोस्तिह ।**
**ततःसनत्कुमारस्याऽपिप्रमाणमिहेरितं ॥७८॥**

વૈદ્યકશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર અને જ્યોતિઃશાસ્ત્રમાં પણ કલિયુગમાં પારાશરનું જ વાક્ય શ્રેષ્ટ છે એવું પણ્ડિતો ક્હેછે. તેમજ આ **નાડિજ્ઞાન**માં સનત્કુમારનો મત પારાશર ઋષિના જેવોછે.તેથી તેમનો મત આ ઠેકાણે પ્રદર્શિત કર્યોછે.૭૮

**સર્વે મુનિયો સત્યવાદી છે.**

**मुनीनांवाक्यसत्यत्वेहेतुंतेप्रवदाम्यहं ।**
**युगानुरूपास्यान्नाड्यांदोपस्थानविकल्पना ॥**
**संहितायांस्वकीयायांशिवेनोक्ताचसाप्रिये ॥७९॥**

સર્વે મુનિયો સત્યવાદી છે તેના કારણ ક્હિયે છિયેઃ— વાતાદિ દોપના સ્થાનમાં નાડીની ગતી જૂદી જૂદી હોયછે તેની વ્યવસ્થા શિવ સંહિતામાં શ્રી શંકરે કહિ. ૭૯.

**સત્યયુગમાં નાડીના લક્ષણ શિવજી કહે છે**

**श्रीअंबिकायाःपतिर्विष्णुःशुद्धसत्वमयश्चसः ।**
**अतश्चाग्रेकफोनाड्यांकृतेसत्वमयेस्थितः ॥**

तदामध्यगतोवायुःपित्तमंतेस्थितंप्रिये ॥८०॥

શ્રી શંકર કહેછે કેઃ—કફ નાડીના પતિ વિષ્ણુ છતાં તે શુદ્ધ—સત્વગુણ યુક્ત છે, અને સત્યયુગ પણ શુદ્ધ સત્વગુણમય છે તેથી તે યુગમાં નાડીને અગ્રભાગે કફ, મધ્યભાગે વાયૂ, અને છેવટે પિત્ત સ્થિત હોયછે. ૮૦

## ત્રેતાયુગમાં નાડીના લક્ષણ.

वातिकायाःपतिर्ब्रह्मारजोगुणमयश्चसः ।
रजोगुणमयस्त्रेतायुगोतोवायुरग्रगः ॥
धमन्यांमध्यगःश्लेष्मापित्तमंतेतदास्थितं ॥८१॥

વાત નાડીના પતિ બ્રહ્મદેવ છતાં તે રજોગુણમય છે, અને ત્રેતાયુગ પણ રજોગુણમય છે. તેથી તે યુગમાં નાડીને અગ્રભાગે વાય, મધ્યભાગે કફ, અને છેવટે પિત્ત સ્થિત હોયછે. ૮૧

## દ્વાપરયુગમાં નાડીના લક્ષણ.

युगोवैद्वापरोमिश्रस्ततोनाड्यास्त्रिधास्तिहि ।
व्यवस्थाऽहंप्रवक्ष्यामितांक्रमेणवरानने ॥

वातपित्तकफाश्चादौमध्येपित्तंकफोमरुत् ।
कफःपित्तंचवातश्चयुगस्यांतेक्रमात्स्थिताः ॥८२॥

દ્વાપરયુગ એ મિશ્રિત ગુણયુક્ત છે; તેથી તે યુગમાં નાડીની વ્યવસ્થા ત્રણ પ્રકારની છે. ૧. યુગના આદિભાગમાં પિત્ત અને કફ, ૨. મધ્યભાગમાં કફ અને વાત, ૩. યુગને છેવટે કફ, પિત્ત અને વાત, એ પ્રમાણે ક્રમથી કરીને સ્થિત હોય છે. ૮૨

### કલિયુગમાં નાડીના લક્ષણ.

पित्तनाडीपतिश्चाहंत्रिगुणात्मातमोऽधिकः ।
तमसस्तुरजोन्यूनंसत्वमल्पंततःकलौ ॥
अतःपित्तप्रधानत्वात्पित्तमग्रेभविष्यति ।
वायुर्मध्येकफश्चांतेधरायामेवनिश्चितं ॥
कलेरंतेधमन्यांतुसन्निपातोभविष्यति ।
तदालोकामारिष्यंतिकालेनाल्पेनपार्वति ॥८३॥

શંકર કહેછે કેઃ—હું ત્રિગુણાત્મક છતાં પિત્તનાડીનો સ્વામિ છું અને મારામાં તમોગુણ વધારે છે, રજોગુણ તેથી

પણ ઓછો છે, અને તેથી પણ સત્વગુણ અલ્પ છે; તેમજ કલિયુગમાં પિત્ત વધારે થશે, તે માટે નાડીને અગ્રભાગે પિત્ત, નાડીને મધ્યભાગે વાયૂ, અને છેવટને ભાગે કફ થશે. અને કલિયુગને છેવટે સન્નિપાત થશે ત્યારે મનુષ્ય અલ્પાયુષિ થશે. ૮૩.

## समाप्तमिदं नाडीज्ञानम् ॥

શ્રીરામચંદ્ર કૃત.

## જન ભાષાંતર.

ા. પછીથી આઠઆના.)

થ છે કે જેના એક શ્લોકના બે અર્થ
બિજો વૈરાગ્યમાં. કવિશ્રીએ આ ગ્રં-
જ્ઞાન વાપરીને આવા એક પરસ્પર
ઈમાં પણ અર્થ કે તાત્પર્યની હાનિ
ઘણોજ મનહર કર્યો છે. આવા એક
રવાચક વર્ગને—સર્વને ઉપયોગી થવા
. છપાય છે. આશા છે કે વિદ્વાનો

## રીતિ—દ્વિતીય દર્શન.

પછીથી બાર આના.)

ભાગ બહાર પડ્યા પછી તેની જરૂ-
માટે વર્તમાનપત્રોએ એકે અવાજે
તું પુસ્તક છે. હાલ ઘણા ગૃહસ્થોના
. છપાય છે. જેમને ગ્રાહક થવું હોય
મી મોકલવું. પ્રથમથીજ પૈસા મોકલ-
કાગળ અને મેહેનતના પ્રમાણમાં બન્ને
સસ્તી રાખી છે.

કૃષ્ણલાલ ગોવિંદરામ દેવાશ્રયી.

**અમદાવાદ.**